# હિંદુ કર્તવ્ય

લેખક

નારણજી પુરુષોત્તમ સાંગાણી

હરિઃ ૐ તત્ સત્

નારાયણ ગ્રંથમાળા    પુષ્પ ૧૪ મું.

# હિંદુ કર્તવ્ય.

લેખક અને પ્રકાશકઃ
નારણજી પુરૂષોત્તમ સાંગાણી.
ચાઇના બીલ્ડીંગ; ભીંડી બજાર—મુંબઈ.

આવૃત્તિ પહેલી.    પ્રત ૨૦૦૦.

સંવત ૧૯૮૨    સને ૧૯૨૬.

મૂલ્ય રૂા. ૦-૮-૦.

# અર્પણ.

અખંડ ભૂમંડલાચાર્ય શ્રીમદ્ વલ્લભાચાર્યજી મહાપ્રભુજી,

અત્યંત વિષમ કાળમાં કે જે વખતે લોકો યવનોના અત્યાચારોથી પીડાઇ ધર્મ કર્મ હીન બની નરક સમાન દુઃખી જીવન ગુજારતા હતા તે સમયે શ્રી ગીતાજીમાં પ્રતિજ્ઞા કરવા પ્રમાણે આપ કૃપાળુએ પ્રકટ થઇ, અગીઆર વર્ષ જેટલી બાલ્યાવસ્થામાં પોતાની દૈવીશક્તિવડે સમગ્ર વેદ ધર્મશાસ્ત્ર પુરાણોનો સાંગોપાંગ અભ્યાસ કરી લેઈ, બારમે વર્ષે વિજયનગરના રાજાની પંડિતોની મહાન્ સભામાં સર્વ પ્રચલિત પાખંડ મતવાદીઓને પરાસ્ત કરી શુદ્ધાદ્વૈત-પુષ્ટિ સંપ્રદાય સ્થાપ્યો અને એજ સભામાં શ્રીમાન્ મહારાજાએ તથા કઇ પંડિતોએ આપશ્રીનું સેવક પદ સ્વીકારી આપશ્રીને કનક કુંડલાભિષેક કરી આચાર્યની પદવીથી વિભૂષિત કર્યા. અલ્પ આયુષ્ય તથા સાધન સામર્થ્યવાળા કલિયુગના જીવોથી યોગ, તપ, યજ્ઞ યાગ આચરવા અશક્ય હોઇ તેઓના ઉદ્ધાર માટે આપશ્રીએ ત્રણ ત્રણ વખત પગે ચાલી પૃથ્વી પરિક્રમા કરી ભક્તિ માર્ગનું પરમોત્કૃષ્ટ રહસ્ય સમજાવવા ઉપરાંત પ્રસ્થાનત્રયી પર ભાષ્ય લખવા સાથે નાના મોટા ૮૪ ગ્રંથો રચી પાખંડવાદ નિવાર્યો; એવા એવા આપશ્રીના અનંત ઉપકારોના સ્મરણમાં આ પુસ્તક આપશ્રીને સપ્રેમ સમર્પણ કરી કૃતાર્થ થાઉં છું.

કૃપાભિલાષી,

નારણજી પુરૂષોત્તમ સાંગાણી.

# નિવેદન.

આ પુસ્તક પણ "મનુષ્યધર્મ"ની જેમ મિલમ–હિમાલયમાં જ લખાયલું હતું; પરંતુ કૈલાસ માનસરોવરની યાત્રા પરિપૂર્ણ કરી મુંબઇ પહોંચતા મુંબઇનું ધાર્મિક વાતાવરણ તદ્દન જુદુંજ જોવામાં આવ્યું. મવાલીની હાલતમાં કુકર્મ કરતો અને ભયથી ઇતઃ તતઃ ભટકતા પાગલ નામના કોઇ ભમિતે વૈષ્ણવધર્મ–પુષ્ટિ માર્ગ ઉપર, પરમ પ્રભુ શ્રીનાથજી ઉપર, ભગવદાવતાર શ્રીમદ્‌વલ્લભાચાર્યજી મહાપ્રભુજી ઉપર અને સાંપ્રત આચાર્ય મહારાજો ઉપર અત્યંત તરકટ અને નીચતા ભર્યા આક્ષેપો શરૂ કરેલા હતા, ને તેને લક્ષ્મીદાસ રવજી તેરસી અને ધનજી લખમીદાસ નામના ધર્મદ્રોહી નાસ્તિકો તો ઉત્તેજન આપી પોતે પણ તેવા આક્ષેપો કરવામાં સામેલ થાય એ સ્વાભાવિક છે; પરંતુ એવે વખતે શાંકરમતાનુયાયીઓ (શિવપંથીઓ) કે જેઓ પુષ્ટિમાર્ગીઓની માફક સનાતન ધર્મનું એક અંગ છે તેઓની ફરજ હરિહરને એક માની વૈષ્ણવોને પડખે ઉભા રહી પાખંડીઓ સામે ઝુઝવાની હતી; છતાં તેમાંના કેટલાકને અવળી મતિ સૂઝી અને તેઓય પાખંડીઓની જેમ પુષ્ટિમાર્ગપર આક્ષેપો કરવા મંડી પડયા એથી અમારા આશ્ચર્ય અને ખેદની તો અવધિ થઇજ; પરંતુ નાસ્તિકોને વર્ણસંકરતા ફેલાવવાની વધારે અનુકૂળતા મળેલી જોઇ અમારૂં હૃદય વિદીર્ણ થયું. સંસાર સુધારા (બગાડા) પરિષદ્‌ને નામે કાર્ય કરનારા નાસ્તિકો તેમાં ન ફાવ્યા એટલે આર્યસમાજ, થીઓસોફીસ્ટ, બ્રહ્મોસમાજ વગેરે નામધારી સમાજોમાં જોડાયા

ને તેમાં પણ નાશિપાસ થયા એટલે રાજકીય બહાના હેઠળ કોંગ્રેસમાં જોડાયા પરંતુ તેમાં પણ હતાશ થયા એટલે હવે નવે નામે અને નવે રૂપે ઢંગે તેના તે ધર્મદ્રોહીઓ હિંદુ મહાસભામાં જોડાઇ સંગઠનને નામે મહા અનર્થ—વિઘટન કરી રહ્યા છે.

હિંદુ મહાસભાની પ્રાંતિક બેઠક મુંબઇમાં ગયા ડિસેમ્બરની શરૂઆતમાં ભરાણી ત્યારે તેને નિષ્ફળ કરવા માટે તમામ સંપ્રદાયના હિંદુઓએ એકત્ર થઈ ઝુઝવું જોઇતું હતું પરંતુ ઉપર પ્રમાણેની માંહોમાંહેની યાદવાસ્થળી જામેલી અને તેમાં અમારા મિત્ર શ્રીયુત સંઘવી જેવા સનાતની "સનાતનધર્મ કેસરી"ને નિમિત્ત બનાવી રણસંગ્રામ ખેલી રહ્યા હતા એટલે અમે કે બીજાઓનો ઉઠાવેલો વિરોધ જેવો જોઇએ તેવો અસરકારક નહિ નિવડયો એટલુંજ નહિ પણ એજ પરસ્પરના વિગ્રહના કારણને લઇ અમારી સાથે બીજા કઇ સનાતન ધર્મપ્રેમીઓ મુંબઇ મ્યુનિસિપાલિટીના મેમ્બર તરીકેની ઉમેદવારીમાં નાસ્તિકોની હરીફાઇ સામે ઉભવાના હતા તેમાં પણ બાધા આવી. પુષ્ટિમાર્ગ એટલે ભગવાનના અનુગ્રહનો માર્ગ, ભોગ ભોગવવાનો નહિ એ રહસ્ય કે તેના સ્થાપક મહા પુરૂષના સિદ્ધાંત સમજયા વિના બીલકુલ અવિચારી રીતે અધમતા ભર્યા આક્ષેપ કરવા એ કાંઇ સજજનનું લક્ષણ નથી. શ્રીમદ્ વલ્લભાચાર્યજીએ વેદશાસ્ત્રને અનુસરી આ યુગના લોકોના ઉદ્ધાર માટેજ ભક્તિમાર્ગની સ્થાપના કરી છે એ વિષે અમે પ્રસ્તુત પુસ્તકની અર્પણ પત્રિકામાં કંઇક દર્શાવ્યું છે અને અન્ય પ્રસંગે વિસ્તારથી દર્શાવીશું; કારણ કે સર્વ સામાન્ય હિંદુ જાતિ અને સનાતન ધર્મ સંરક્ષણ અને પ્રચારના આ ગ્રંથમાં સાંપ્રદાયિક

ચર્ચા ચર્ચવાનો અવકાશ નથી. હિંદુ જાતિ અને સનાતન ધર્મની પરિસ્થિતિ દર્શાવી તેના સંરક્ષણ અને ઉત્કર્ષ માટે અમે આ ગ્રંથમાં જે જે ઉપાયો સૂચવ્યા છે, તે પ્રિય હિંદુભાઇઓ ! જો તમારે પૃથ્વીપર માનભેર જીવવું હોય તો યથાર્થ સમજીને આચારમાં મૂકશો, એવી અમારી તમોને આગ્રહભરી વિનતિ છે. અમારા પરમ સુયોગ્ય મિત્ર સનાતન ધર્મભૂષણ શ્રીયુત ચુનીલાલ છોટમલાલ બોહરાની કિમતી સલાહને અનુસરી સાંપ્રદાયિક વૈમનસ્ય-વૈર ભૂલી, પરસ્પરની સલાહ સહાયથી નાસ્તિક પાખંડીઓ સામે ઝુઝી, સનાતન હિંદુ સંગઠન કરો એમાંજ ખરૂં શ્રેય છે. એવી માંહોમાંહ નિર્વૈરવૃત્તિ પ્રકટાવી ઉચિત કર્તવ્યમાં ધસવાનું બળ પ્રત્યેક હિંદુને પ્રભુ પ્રેરે એમ ઇચ્છી આ ગ્રંથમાં ધર્મશાસ્ત્રના સિદ્ધાંતો નિરૂપણ કરવામાં અમારા પરમ મિત્ર શ્રીયુત બોહરાજીએ જે શ્રમ લીધો છે તે બદલ તેઓશ્રીનો અમે અત્રે અંતઃકરણપૂર્વક ઉપકાર માનીએ છીએ.

મુંબઇ તા. ૧-૧-૨૬ } **નારણજી પુરૂષોત્તમ સાંગાણી.**

# અનુક્રમણિકા.



ॐ

હરિ: ૐ તત્સત્

# હિન્દુ કર્તવ્ય.

नारायणं नमस्कृत्य नरं चैव नरोत्तमम ।
देवी सरस्वतीं व्यासं ततो जय मुदीरयेत् ॥

સમય એટલો બારિક કટોકટીનો આવ્યો છે કે સમગ્ર હિંદુ જાતિએ સાવધાન થઇ પોતાનું કર્તવ્ય વિચારવું જોઇએ. વર્ષો થયા જેમ આપણે મૂર્ખાઇથી કે પ્રમાદથી દુઃખ, હુમલા સહતા આવ્યા તેમ હવે પછી પણ અસાવધ રહી સહન કર્યા કરીશું તો હિંદુ જાતિનું પૃથ્વીપર અસ્તિત્વમાં રહેશે કે નહિ! એ એક મોટો પ્રશ્ન છે. એવો દુર્ઘટ સમય ન આવે તે પહેલા પ્રત્યેક બુદ્ધિમાન્ હિંદુની એ આવશ્યક ફરજ છે કે પોતાની આસપાસની પરિસ્થિતિથી સંપૂર્ણ વાકેફ થઈ સ્વજાતિનું સંરક્ષણ અને ઉન્નતિ કરવા પ્રયત્નશીલ થવું.

## હિંદુ તરીકેની જવાબદારી.

અન્ય જાતિ તથા દેશના લોક જેને સ્વર્ગ નર્ક મોક્ષ વિષે વિશેષ ચિંતા નથી, જેને વર્ણાશ્રમ કે પુનર્જન્મ વિશે માન્યતા નથી, જેઓ વિશેષે કરી શરીરને આત્મા માની તેની તૃપ્તિને માટે ભયંકર પાખંડ, દુરાચાર, સ્વાર્થ ક્રૂરતાદિ પાપ ધર્મ કે ઇશ્વરના ભય વિના નિઃસંકોચે કરવા પ્રેરાય છે, તેવા જાનવરો સાથે

હિંદુ જાતિની સરખામણી હોઇ શકે નહિ; કારણકે હિંદુઓ સંસારને મિથ્યા સમજે છે, શરીરને નાશવંત દુઃખદાયી સમજી તેને મોક્ષ પ્રાપ્ત કરવાનું સાધન જાણી પ્રભુ સાક્ષાત્કારમાંજ સત્ય સુખ માને છે. સંસારમાં રહી કષ્ટ સહન કરવું પડે તો ભલે પરંતુ પાપથી અળગા રહેવામાં હિંદુઓ પોતાને કૃતાર્થ માને છે. જેવો આત્મા પોતાને છે તેવો પ્રાણીમાત્રને છે અને જેમ પોતાને સુખદુઃખ લાભ હાનિ પ્રિય અપ્રિય છે, તેમ પ્રત્યેક જીવાત્માને હોવા જોઇએ એટલુંજ નહિ પરંતુ જગન્નિયંતા શ્રીહરિ સર્વત્ર વિરાજી રહ્યો છે, તેના વિના કોઇ પદાર્થ પ્રાણી ખાલી નથી માટે પ્રાણીમાત્રને ઇશ્વરનો અંશ સમજી તેનાપર પ્રેમ કરવાનું હિંદુ ધર્મ શિખવે છે. હિંદુઓની એવી દ્રઢ માન્યતા છે કે ચોરાશી લક્ષ યોનિ ભટકયા પછી પ્રભુની પરમ કૃપાથી આ દુર્લભ માનવ દેહ મળે છે માટે તે પડયા અગાઉ ભક્તિ જ્ઞાન પરોપકારાદિ સત્કર્મ દ્વારા આત્મા ઓળખી લેવો જેથી ફરીથી ચોરાશીના ફેરામાં ન પડવું પડે. તાત્પર્ય કે આવા સર્વોત્તમ સિદ્ધાંતવાળી હિંદુ જાતિની જવાબદારી પણ સર્વથી મોટી છે. હરેક હિંદુની પવિત્ર ફરજ છે કે મિથ્યા મોહને ત્યજી પોતાનું સંભાળી બીજાને એ ઉત્તમ તત્ત્વનો સ્વાદ ચખાડી તેના જન્મનું પણ સાર્થક કરાવવું.

---

## હિંદુ જાતિના પતનનું કારણ.

---

સ્વાભાવિક રીતે હિંદુ માત્રને જીજ્ઞાસા થશે કે હિંદુ જાતિ જે ઉન્નતિના શિખરે હતી, જે આખી દુનિયાપર સામ્રાજ્ય સત્તા ભોગવતી હતી, જે જાતિમાં પ્રાતઃસ્મરણીય ઋષિમુનિ હજારો વર્ષ

પર્યંત તપશ્ચર્યા અને યોગ સાધના સાધી આત્મજ્ઞાનદ્વારા ચંદ્ર સૂર્યને સ્તંભાવી નવું સ્વર્ગ રચી શકતા હતા, જે જાતિમાં પ્રતાપી રાજા ભૂમંડળપર દિગ્વિજય કરી સ્વર્ગ અને પાતાલને આધીન રાખતા હતા અને જે દેશના વૈશ્યો વેપાર વાણિજ્ય ખેતીદ્વારા અતુલ સમૃદ્ધિ સંપાદન કરી જગત્ આખાનું પોષણ કરતા હતા, તે જાતિનું એકદમ પતન શી રીતે થયું? જે દેશમાં સદાચાર સદ્‌ગુણ પરોપકાર પ્રેમ મર્યાદા હતી તે દેશમાં હમણા દુરાચાર દુર્ગુણ સ્વાર્થાધતા કલેશ ઉચ્છૃંખલતા કેમ જોવામાં આવે છે?

આ સંબંધમાં બે કારણ છે. એક તો કાળનું કારણ છે ને બીજું કર્તવ્ય કર્મનો ત્યાગ. કાળનું કારણ અનિવાર્ય છે ને તે મનુષ્યની સત્તા બહાર છે. તેને મનુષ્ય વશ વર્તાવી શકે એમ નથી પરંતુ કર્તવ્ય કર્મનો ત્યાગ કરવામાં હિંદુઓએ ભારે ગંભીર ભૂલ કરી છે. વ્યામોહથી અર્જુન કર્તવ્યનો ત્યાગ કરવા ઉત્સુક બન્યો હતો. ક્ષત્રિય જાતિમાં ઉત્પન્ન થઇ યુદ્ધથી પરાઙ્‌મુખ થવા માગતો હતો તેને ભગવાન્ શ્રીકૃષ્ણે નિષ્કામ કર્મ કરવાનો ઉપદેશ આપી કર્તવ્ય પરાયણ કર્યો હતો. ભગવાને અર્જુનને આજ્ઞા કરી કે કાળ ભલે તેનો ભાવ ભજવે પરંતુ તું તારૂં કર્તવ્ય કર. યદિ મોહથી કે ભીરૂતાથી નહિ કર તો તારી અપકીર્તિ અને વિનાશ થશે. તદ્વત્ જો આપણા બ્રાહ્મણોએ વેદશાસ્ત્રાદિનું અધ્યયન ન છોડયું હોત અને યજ્ઞયાગ નિષ્કામ બુદ્ધિથી કર્યા કરાવ્યા હોત, ક્ષત્રિયો-રજપૂતોએ પ્રજાના તથા ધર્મના સંરક્ષણ માટે વેદ શાસ્ત્રાદિનો અભ્યાસ ચાલુ રાખી યુદ્ધ વિદ્યાનો પરિત્યાગ ન કર્યો હોત, વૈશ્યોએ ધર્મ જ્ઞાન પ્રાપ્ત કરી હુન્નર ઉદ્યોગ શીખી વાણિજ્ય ગૌરક્ષણ કરવાનું

ન ત્યજ્યું હોત અને શૂદ્રોએ ત્રણ વર્ણની સેવા તથા શિલ્પાદિ ન છોડયું હોત તો કદાપિ હિંદુ જાતિનું પતન ન થતે. શાસ્ત્ર આજ્ઞાનુસાર બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સંન્યસ્તાશ્રમની મર્યાદા જાળવી રાખી હતે તો હિંદુઓની અધોગતિ ન થતે. પરદેશી કપડાં, વસ્તુ, ભાષા, પહેરવેશ અને આચાર વિચાર ન સ્વીકાર્યા હતે તો હિંદુઓની પરાધીનતા ન થતે. અતિ ઉદારતા, ભોળપણ, દયા અને પરોપકાર દાખવવાને બદલે તેનો ઘટતો ઉપયોગ થયો હતે તો આવી કંગાલીયત દશા અનુભવવી ન પડતે. ચા, તમાકુ, દારૂના વ્યસનો સેવી માત્ર પ્રારબ્ધ અને આળસને આધીન થઇ ન વર્તાયું હોત તો આવી દુર્દશા જોવી ન પડત. માંહોમાંહ કુસંપ, મિથ્યા અભિમાન, પોતાનું એટલું ખરાબ અને બીજાનું એટલું સારૂં એવી અનિષ્ઠ ભાવનાએ ઘર કર્યું ન હોત તો, કોઇ કાળે હિંદુઓને પરવશતા ન પ્રાપ્ત થાત. સંક્ષિપ્તમાં વર્ણાશ્રમના કર્તવ્યનો ત્યાગ કરી બીજાના દોષ દુર્ગુણ વહોરી લેવાથીજ હિંદુઓની અવનતિ થઇ છે.

## હિંદુ જાતિ તથા ધર્મપર ભયંકર આક્રમણ.

પરંતુ કર્તવ્યનો ત્યાગ કરવાથી માત્ર શારીરિક, માનસિક આધ્યાત્મિક અને આર્થિક હાનિ સોસવાથી જ કાંઇ હિંદુઓની આપત્તિ ટળતી નથી પણ હવે તો તેવી મૃતપ્રાય દશા જોઇ પરજાતિ અને પરધર્મના લોકો હિંદુ જાતિ અને ધર્મનું નામનિશાન પણ દુનિયાપર રહે એમ ઇચ્છતા નથી. જે મુસલમાન જાતિને ભાઇ તરીકે રાખી તેજ અત્યારે હિંદુઓના મંદિરો તોડી, મૂર્તિઓ ભાંગી

બળાત્કારે વટલાવી, સ્ત્રીઓની ઇજ્જત લૂંટી, માલ મિલ્કત હાથ કરી કિંવા સળગાવી ઘોર સંહાર વાળી રહી છે. ખિલાફત માટે હિંદુઓ પાસેથી લાખો રૂપિંઆ ઉઘરાવી જનાર કિચલુ વગેરે અફગાનની ધમકી બતાવી હિંદમાં મુસલમાન રાજ્ય સ્થાપવા માગે છે. ગુલબર્ગામાં નિઝામ સ્ટેઇટના પ્રત્યક્ષ જુલમથી તેમ આડકતરી સહાયથી ઝફરઅલીખા અને હસન નિઝામી હિંદૂ જાતિનો સંહાર કરવાને માટે વિધ વિધ કાવત્રા રચી રહ્યા છે. સ્વરાજ્યનો ઝભો પહેરી તાગડધિન્ના ઉડાવનારા મહમદઅલી શોકતઅલી પણ કાંઇ તેવી હિલચાલને ઓછી મદદ કરતા નથી, અર્થાત્ ઉપર ઉપરથી સ્વાર્થને કે લોક લજ્જાને ખાતર તેઓ સ્વરાજ્યની વાતચિત કરે છે પરંતુ વસ્તુતઃ તો તેઓ હિંદમાં મુસલમાની સત્તા વધારી હિંદુઓના કચ્ચરઘાણની હિલચાલમાંજ સામેલ છે. હિંદુસ્થાનના પૈસે વિલાયતમાં મોજશોખ ઉડાવનાર ખોજાઓના ગુરૂ આગાખાનને હવે હિંદુઓના ઇશ્વર-નકલંકનો અવતાર થવાનો શોખ પેદા થયો છે, ને તેની જમાતે એટલે ખોજા અનુયાયીઓએ લાખો રૂપિયા કાઢી હિંદુઓને વટલાવવાના પ્રયત્ન આદરી દીધા છે. અન્ન વસ્ત્ર દ્રવ્ય તથા ધંધે ચડાવવાની મદદ કરી તેમ અજ્ઞાન લોકોને ભ્રમણામાં નાંખે એવું સાહિત્ય-ચોપડી ચોપાનીઆ પ્રકટ કરી તે હજારો હિંદુઓને બહેકાવી રહેલ છે. ખ્રિસ્તી પાદરીઓ જેઓ એકસો વર્ષથી હિંદુઓના દેવતા તથા વેદશાસ્ત્ર અને રીતિ નીતિને નિંદી પોતાના જીસસ ક્રાઇસ્ટ તથા બાઇબલને ઉચ્ચ મનાવી દુષ્કાળ ફંડ દવાખાના તથા સ્કૂલ કોલેજ ખોલી વટલાવી રહ્યા છે, તેઓએ પણ અમેરિકાથી કરોડા રૂપિયાની મદદ મેળવી વધારે જોરથી પ્રવૃત્તિ ચાલુ કરી છે. એક

વર્ષમાં સ્વરાજ્ય, છ મહિનામાં સ્વરાજ્ય, કરોડ રૂપિયા આપો એટલે સ્વરાજ્ય, ખાદી પહેરી, રેંટીઓ કાંતી, અહિંસા સેવી, નિશાળો તથા કાઉન્સિલો છોડી ઢેઢ ભંગીને અડો એટલે સ્વરાજ્ય અપાવવાનો ઇજારો લઇ બેઠેલ ગાંધી મહાતમા તો સ્વરાજ્ય તથા સ્વદેશનું સત્યાનાશ વાળી હવે માત્ર હિંદુ જાતિ તથા ધર્મની જડ ઉખેડવા માટેજ ઉધુક્ત થયેલ છે. તે સ્વરાજ્યના સ્વાંગધારીએ ખુલ્લે ખુલ્લી રીતે હિંદુઓના ધર્મશાસ્ત્રો તથા ઋષિમુનિઓને શયતાની પાખંડી સ્વાર્થી, જૂઠા વગેરે કહી, ચમારની છોકરીને દત્તક રાખી મુસલમાનને ત્યાં ખાનપાનનો વહેવાર કરી મલબાર, ગુલબર્ગા વગેરે સ્થળોના મુસલમાનોના અમાનુષી જુલમને ટેકો આપ્યો છે. અર્થાત તેણે કાળા પહાડનું રાક્ષસીરૂપ ધારણ કરી હિંદુઓની જડ ઉખેડવા બીડું ઝડપ્યું છે.

આજ સુધી છુપાઇને જે નાસ્તિક હિંદુઓ, આર્ય સમાજીઓ, બીસંટ બાઈના અનુયાયી થીઓસોફીસ્ટો, શિખો જૈનો તથા બ્રહ્મો સમાજી, પ્રાર્થના સમાજી વગેરે સનાતન ધર્મ ઉપર હલ્લો કરી આચાર ભ્રષ્ટતા ફેલાવતા હતા તેઓ હવે ગાંધીની સંઘમાં ભરાઇ ખુલ્લી રીતે વર્ણસંકર વિચારોનો પ્રચાર કરી રહ્યા છે. અરે ! સનાતન ધર્મને નામે જીંદગી સુધી ઉદર પોષણ પામેલા જામનગરના મ. મ. હાથીભાઇ શાસ્ત્રી, પં. દિનદયાળ શર્મા, શંકરાચાર્યનું મિથ્યા નામ ધારણ કરનાર ભારતી કૃષ્ણ તીર્થ અને કાશીની ભારત ધર્મ મહામંડળ વિગેરે સંસ્થાઓ પણ તેવી ધર્મદ્રોહી પ્રવૃત્તિને અનુમોદન આપી રહેલ છે. તાત્પય કે અત્યારે હિંદુ જાતિ તથા સનાતન ધર્મપર સર્વ દિશાએથી ભયંકર આક્રમણ ચાલુ થયા છે.

## હિંદુ મહાસભાની અનર્થકારી પ્રવૃત્તિ.

હિંદુ જાતિની નબળાઇ નિવારી આત્મરક્ષણ તથા જાતીય હક્ક સંભાળવાનો હેતુ જાહેર કરી પંડિત માલવિયાએ હિંદુ મહાસભા નામની સંસ્થા ચાલુ કરી તેની ઉપરા ઉપરી બેઠકો ભરવા માંડી; પરંતુ દુર્દૈવે પંડિતજીની મતિ ગાંધીજીના સંસર્ગે ધર્મરહિત થવાથી તેઓ પણ હિંદુ મહાસભામાં પોતાને હિંદુ નહિ કહેવરાવનાર તથા ગૌમાંસ સુદ્ધાં ભક્ષણ કરનાર શીખ અને બૌદ્ધોને શામેલ કરી રહ્યા છે અને જૈન તથા આર્ય સમાજને અગ્રસ્થાન આપી મહા અનર્થ ફેલાવી રહ્યા છે. મુસલમાન, પારસી, ખ્રિસ્તીના હુમલા તથા વટાળ કાર્ય નિવારવા કે જાતીય હક્ક માટે હિંદુઓને સાવધાન કરી સંગઠિત કરવા અને અખાડા તથા સંસ્કૃત પાઠશાળા ખોલી બળ બુદ્ધિ જ્ઞાન કે ઐક્યની અભિવૃદ્ધિ કરવાને બદલે ઉલટી હિંદુ મહાસભા અંત્યજ સ્પર્શની ચળવળ ઉપાડી તથા બુદ્ધ ગયાનું મંદિર જે પ્રથમ સનાતનીઓનું હતું ને પાછળથી બૌદ્ધોના હાથમાં ગયું હતું તે પુનઃ શ્રીમદ્ આદ્ય શંકરાચાર્યે હસ્તગત કરી મહંતજીના હાથમાં એટલે સનાતનીઓના અધિકારમાં સોંપ્યું છે ને જેની સંભાળ સેંકડો વર્ષોથી લેઇ લાખો રૂપિયાનું ખર્ચ કરેલું છે, તે મંદિર જાપાન, ચીન, સીઆમ વગેરે બુદ્ધ ધર્મ પાળનારા રાજ્ય તરફથી નહિ પણ સત્યદેવ તથા ધમપાદ જેવા એક બે આલતુ ફાલતુ માગી ખાનારા તરફથી પોતાના સ્વાર્થને ખાતર માગણી થતાં પાછું બૌદ્ધોને સોંપી દેવાનો હિંદુ મહા સભાએ ઠરાવ કર્યો છે. હિંદુઓની કહેવાતી

મહાસભાના પ્લેટફોર્મપરથી હિંદુ ધર્મ શાસ્ત્રો, પુરાણો તથા સનાતનીઓની ઘોર નિંદા થાય છે, ને વિધવા વિવાહની, ગુણ કર્મથી જાતિ માનવાની તથા મૂર્તિપૂજા અને શ્રાધના ખંડનની લેકચરબાજી આર્ય સમાજીઓ પૂર આવેશથી કરી રહ્યા છે. તેજ હિંદુઓની કહેવાતી સભા સ્ત્રી શૂદ્રોને પોતાના ધર્મથી વિમુખ બનાવનારો સમાન હક્ક અને સ્વતંત્રતા બક્ષવાનો તથા વેદશાસ્ત્ર ભણાવવાનો સ્વચ્છંદ ઉપદેશ આપી માંહોમાંહે યાદવા-સ્થળી જમાવવાની અતિ દુષ્ટ ચળવળ આદરી બેઠેલ છે. એથી એમ સહજ થઇ આવે છે કે કાંતો આ સંસ્થા સ્થપાણી ન હોત તો ઉત્તમ હતું અને હવે જયારે સ્થપાઇ અવિચારી કાર્ય કરી રહી છે, ત્યારે કાં તો તેની કાર્ય દિશા બદલી તેને યોગ્ય હિંદુઓના હાથમાં મૂકવી અથવા તેનો સદંતર લય કરવો.

હિંદુઓના મહા પાપે જયારે ઉપર પ્રમાણે હિન્દુ જાતિ તથા ધર્મનો સંહાર કરવા માટે ખુદ હિંદુ જાતિમાંથીજ દુરાત્માઓ પેદા થઇ, હિંદુ ધર્મશાસ્ત્રોને નિંદી, તેને નષ્ટ કરવા કરવવા ચેષ્ટા કરી રહેલ છે, ત્યારે ક્રિશ્ચિઅનો અને મુસલમાનો તો પોતાનું દ્રઢતાથી સાચવી સંભાળી રહ્યા છે, એ જોઇ અમને ખરેખર મહદ્ આશ્ચર્ય થાય છે. કોઇ પણ ક્રિશ્ચિઅન કે મુસલમાન તેના બાઇબલ અને જેસસ ક્રાઇસ્ટ કે કુરાન અને મહમદ પેગમ્બરની નિંદા કરતો નથી કિંવા સાંખી શકતો નથી, જયારે હિંદુઓના ધર્મશાસ્ત્રો તથા ઋષિમુનિ અવતારો તેઓ કરતા હજાર ગણા ચડીઆતા છતાં કેમ નિંદાય છે અને સંખાય છે? ખરેખર વિનાશ કાળે વિપરીત બુદ્ધિ જેવુંજ છે નહિતર આમ ન બને.

## આગેવાનોની ઘોર અજ્ઞાનતા અને પાખંડ.

પ્રજાનો નેતા હમેશા સુચારિત્ર્યવાન્, ધર્મિષ્ઠ, વિદ્વાન્, નિઃસ્વાર્થી અને પ્રજાને સંતોષ મળે એવી રીતે કાર્ય કરનારો હોવો જોઇએ, પરંતુ હિંદુઓના સંબંધમાં વસ્તુસ્થિતિ અત્યારે કેવળ જૂદીજ ચાલી રહેલી છે. અત્યારે તો જેટલા પ્રપંચી સ્વાર્થી ધર્મહીન ચારિત્ર્યહીન અને લોકોને દુઃખ થાય તેવીજ રીતે કાર્ય કરનારા આગેવાન ઉભરાઇ પડયા છે. બ્રાહ્મણ ઢેઢડી સાથે અને ઢેઢ બ્રાહ્મણી સાથે લગ્ન વ્યવહાર વિના સંકોચે કરી શકે એવી ગોર તથા પટેલ ભાઇની હિમાયત છે. પતિને ઠેકાણે પાડી ફિવા પડતો મૂકી સ્વચ્છંદે વિહાર કરવા કરાવવાની સરોજીની નાઇડુ આદિની પ્રવૃત્તિ છે. મનુ, પારાશરાદિ ધર્મશાસ્ત્રમાં અંત્યજ સ્પર્શની સ્પષ્ટ મનાઇ છે છતાં ગાંધીજી અંત્યજ સ્પર્શ કરાવવાની પ્રતિજ્ઞા લઇ બેઠેલ છે એટલુંજ નહિ પણ એ રેંટીઆ અને અંત્યજ સ્પર્શની ઘેલછાવાળા મહાતમાને ગીતાજીમાં તો एवं प्रवर्तितं चक्रं नानुवर्तं यतीह यः અર્થાત્ "એજ પ્રમાણે સંસારમાં પ્રવૃત્તિ થઇ રહેલ છે." એવા અર્થને બદલે ગાંધીજીને રેંટીઓ ફરતો દેખાય છે. બીજું ગીતાજીનું પ્રમાણ. शुनि चैव श्वपाके च पंडिताः समदर्शिनः અર્થાત્ કૂતરા ઉપર તથા તેના રાંધી ખાનાર ચંડાળ ઉપર પણ વિદ્વાને ગાય બ્રાહ્મણની માફક સમદ્રષ્ટિ રાખવી એવો અર્થ છે પરંતુ ગાંધીજી તેનો ઉલટો અર્થ કરી સમદ્રષ્ટિને બદલે સમવર્તન રાખવાનું કહે છે. હિંદુ સમાજમાં ભક્ત જ્ઞાની એવા શૂદ્ર ઢેઢને પણ પૂરતો આદર છે, કોઇનો તિરસ્કાર નથી. મહાભારતમાં કૌશિક નામના એક તપસ્વી બ્રાહ્મણની

વાત છે. તે ધર્મવ્યાધ ( નામનો ઢેઢ જે માતા પિતાની અનન્ય ચિત્તે સેવા કરી પ્રભુ ભક્તિ સાથે પોતાનું જાતિ કર્મ કરતો હતો તેની ) પાસે જ્ઞાન લેવા ગયેલ હતા અને ધર્મવ્યાધે દૂરથી તે તપસ્વીનું સન્માન કરી તેની શંકાનું સમાધાન કર્યું હતું પણ સ્પર્શ કે સહભોજન કર્યું નહોતું એટલુંજ નાહ પણ તેણે પોતે પોતપોતાની જાતિના ધર્મ કર્મ કરવાનો મનુષ્યને આગ્રહ કરી તેમાંજ વાસ્તવિક કલ્યાણ જણાવેલું છે, છતાં અંત્યજ સ્પર્શ કરાવવાની પાછળ ભ્રમિત બનેલા પંડિત માલવિયાજી તેજ ધર્મવ્યાધનું દ્રષ્ટાંત અવળી રીતે અજ્ઞાન લોકોને ઠસાવી અંત્યજ સ્પર્શનો આગ્રહ કરે છે. દેશ કાળ અને પાત્ર જોઇ સુપાત્રે દાન કરવાનું શાસ્ત્રોમાં સ્પષ્ટ પ્રમાણ છે, એમ છતાં તેનું ઉલ્લંઘન કરી કોંગ્રેસ અને સ્વરાજ્યને નામે તથા મુસલમાનોને ખિલાફતને નામે લાખો અને કરોડો રૂપિયાનું વગર વિચાર્યું દાન હિંદુઓએ કર્યું તો આજે તેનું અત્યંત વિપરીત પરિણામ હિંદુઓનેજ સોસવું પડે છે, એ સ્પષ્ટ દેખાવા છતાં ભાવનગર સ્ટેઇટના એડમીનીસ્ટર તરીકે સત્તા ભોગવતા સર પ્રભાશંકર પટણી જેઓ સર્વદા નોકરશાહી સાથે મીલતા ઝુલતા રહે છે ને સ્વરાજયને સ્વદેશી સાથે કશો સંબંધ ધરાવતા નથી, ખારિકમાં ખારિક માન્ચેસ્ટરનું કાપડ વાપરે છે, છતાં મૂર્ખ લોકોને વિશેષ ભમાવવા માટે ગાંધીના-ચરણમાં પડી રેંટીઓ ફેરવવાની પ્રતિજ્ઞા લે છે; તે સર પ્રભાશંકર પટણી મહુવામાં દશા સોરઠીઆ વણિક વિદ્યાલય ખોલતી વખતે કર્ણ દાનેશ્વરીનો અવતાર બની કહે છે કે દેશ કાળ પાત્ર અપાત્રનો ભેદ ન રાખો. શાસ્ત્રકારો ભલે કહે પણ તે લક્ષમાં લીધા વિના જે જયાં માંગે ત્યાં તેને તમારી પાસે

હોય તો આપો. વાઇકોમ ( ટ્રાવણકોર સ્ટેઈટમાં ) ઉચ્ચ વર્ણની માલિકોનો ખાનગી રસ્તો છે. તે પર નીચ વર્ણના લોકોને ચાલવાની અતિ પ્રાચીન કાળથી મનાઇ છે, છતાં અંત્યજોને ખહેકાવી તે સામે ગાંધીએ સત્યાગ્રહ–દુરાગ્રહ શરૂ કરાવ્યો છે અને તેમાં જ્યારે સમજુ અંત્યજો તો સામેલ થયા નહિ કે થતાં નથી ત્યારે ગાંધીપંથીઓ આર્યસમાજીઓ તથા જ્યોર્જ જોસફ નામનો ખ્રિસ્તી જોડાઇ તોફાન મચાવી હિંદુઓના બાપ માલિકીના ખાસ અને પવિત્ર હક્કો પણ છિનવી લેવા ધારે છે. તારકેશ્વરનું મંદિર ( કલકત્તા પાસે ) જેને હિંદુઓ બહુ આદરથી માની દર વર્ષે લાખોની સંખ્યામાં ભગવાન તારકેશ્વરના દર્શનાર્થે જઇ પાંચ લાખ જેવડી મોટી રકમની ભેટ ધરાવે છે, તે મંદિરનો વહીવટ ગાદીપતિ મહંતજી ગુરૂ પરંપરાથી કરતા હતા પરંતુ જેને એ મંદિરની સત્તા દ્રવ્ય અને પવિત્રતા ખુંચતી હતી તે બાબુ સી. આર. દાસે મહંતજી સામે ( અકાલી શિખોએ જેમ પંજાબમાં ગુરૂદ્વારાને નામે ઉદાસી શિખો ઉપર બંડ ઉભું કર્યું છે તેમ ) બંડ ઉભું કર્યું અને તેમાં નાદાન છોકરાઓ, વેશ્યાઓ, ગાંધીપંથીઓ તથા જેઓ મૂર્તિ કે મંદિરને માનતા નથી તેવા આર્યસમાજીઓને સામેલ કરી આખરે હિંદુઓની તથા મહંતજીની નિર્બળતાને લીધે ફાવી એ મંદિરની સત્તા દ્રવ્ય હાથ ધરી, મહંતને ભ્રષ્ટ કર્યા છે, ને અંત્યજને મંદિરમાં દાખલ થવાની છૂટ મૂકી છે. તાત્પર્ય કે આજકાલ આગેવાનોમાં ખપતા પુરૂષો ભયંકર દંભી, પાખંડી, સ્વાર્થી, કુટિલ અને નીચ બુદ્ધિના હોવા ઉપરાંત ધર્મજ્ઞાનથી કેવળ બહિર્મુખ છે.

---

## ધર્માચાર્યોની કાયરતા અને પ્રમાદ.

આવે આપદ્ ગ્રસ્ત સમયે મુંબઇનું "ગુજરાતી" પત્ર કલકત્તાનું "હિંદી બંગવાસી" પત્ર અને (સિંધ) શિકારપુરનું "સિંધુ સમાચાર" પત્ર કેટલીક વખત જબર નુકશાની અને લોક ક્ષોભ વહોરીને પણ હિંદુ જાતિ તથા સનાતન ધર્મના રક્ષણ અને પ્રચારનું કાર્ય કરી રહેલ છે. તેમ મુંબઇની મોટી હવેલીવાળા ગોસ્વામી શ્રીગોકુલનાથજી મહારાજ, શ્રીયુત પટવારીજી, શ્રીયુત મગનલાલ શાસ્ત્રી સિનોરવાળા, શ્રીયુત નગીનદાસ પુરૂષોત્તમદાસ સંઘવીજી તથા ભાવનગર સનાતન ધર્મ પ્રવર્તક મંડળના માનનીય મંત્રી સ્વધર્મ ધુરંધર શ્રીયુત ચુનીલાલ છોટમલાલ ખઢોરા પણ અવિશ્રાંત શ્રમ લઇ રહેલ છે, એ માટે તેઓ સર્વ અનેકશઃ ધન્યવાદને પાત્ર છે. પરંતુ ધર્મને નામે પોતાનું પેટ ભરનારા બીજા કેટલાક આચાર્યો તથા શાસ્ત્રી પંડિતો કેમ કાયર, ભીરૂ, સ્વાર્થી, પ્રમાદી, મૂઢ, મૂર્ખ બની ખુણામાં લપાઇ બેઠા છે? આવા ધર્મ વિપ્લવ વખતે ગાદીપતિ શંકરાચાર્યો, રામાનુજ, મધ્વ તથા શ્રીમદ્ વલ્લભાચાર્ય અને સ્વામીનારાયણના વંશજો શું માત્ર લોકોના દ્રવ્ય વડે વિલાસ વૈભવ ઉડાવી પોતાને કૃતાર્થ માનશે? અમે જણાવીશું કે ધર્માચાર્યનું પદ ધારણ કરી ધર્મ રક્ષણ અને પ્રચાર ન કરતાં કર્તવ્યહીન બીકણ લોભી મોજીશોખી બની ધર્મ સંહાર મૂંગે મોઢે બેસી જોયા અનુભવ્યા કરવો એ એક પિશાચી કાર્ય છે. પ્રભુ તેવી કર્તવ્યહીનતા કદી સહન કરી શકશે નહિ. તેના પરિણામે ઘોર નરકયાતના તો ભોગવવી જ પડશે, પરંતુ આ જન્મમાંય લોક ક્ષોભ વહોરી સ્થાન ભ્રષ્ટ થવું

પડશે. જગદીશ એવો સમય ન આપે તે પહેલાં ચેતાય અને-ધર્મ રક્ષણાર્થે કટિબદ્ધ થવાય, પ્રાપ્ત દ્રવ્ય, સત્તા, અને લાગવગનો ધર્મસેવામાં વિનિયોગ થાય તો કર્તવ્યથી કૃતકૃત્ય થવા સાથે હિંદુ સમુદાયની પ્રીતિ સંપાદન કરવા ઉપરાંત તેના ઉપર પરમ કૃપા થશે. ધર્માચાર્યો પ્રત્યે અમને પૂર્ણ પૂજ્યભાવ છે. અમે આચાર્ય સ્વરૂપોને પ્રત્યક્ષ દેવ માનીએ છીએ. પરંતુ જ્યારે દેવ પોતાનું કર્તવ્ય ત્યજી દાનવનું રૂપ ધારણ કરે ત્યારે દુઃખી હૃદયે અમારે સાવધ એટલે કર્તવ્ય પરાયણ કરવાની ફરજ પડે છે; જો કોઇ ઉપાયે પોતાના પૂર્વજનું કે પ્રાપ્ત સ્થાનનું સ્મરણ કરી ધર્મરક્ષણ તથા પ્રચારાર્થે કૃત સંકલ્પ થાય તો.

---

## હિંદુ કોણ કહેવાય?

---

હવે વિચારવાનું એ રહ્યું કે આગેવાન તરીકેની જવાબદારી તો બહુધા ભણ્યા ગણ્યા હિંદુઓજ બજાવી શકે છે પરંતુ આજ-કાલ જ્યાં દૃષ્ટિ કરીએ ત્યાં વિચિત્ર દુઃખકારક અનુભવ થાય છે. સાધારણ ભણેલા ગણેલા તો ઠીક પરંતુ હિંદુઓના આગે-વાન ગણાતા પંડિત માલવિયા જે એક વિદ્વાન્ સનાતની હિંદુ હતા તે પણ દાસ, નેહરૂ, લાલા લજપતરાય, પટેલ, કેલકરની માફક ગાંધીજીની હિંદુ ધર્મ વિધ્વંસક અંત્યજ સ્પર્શની દુષ્ટ પ્રવૃત્તિને પોષણ આપી પોતાને સનાતની હિંદુ મનાવી રહ્યા છે. સ્વામી શ્રદ્ધાનંદ જેવા કેટલાક આર્યસમાજીઓ, જૈનો તથા સત્યદેવ જેવા બુદ્ધ ધર્મમાં માનનારા વર્ણાશ્રમ અને મૂર્તિપૂજાનું

કુટિલ હિલચાલ કરતા હોવા છતાં પોતાને હિંદુ મનાવી રહ્યા છે. નાતજાત, શ્રાદ્ધ, ગંગા જમુનાદિ તીર્થસ્થાનમાં ન માનનારાઓ પણ આજકાલ પોતાને હિંદુ મનાવી હિંદુઓના આગેવાન બની બેઠા છે. મુસલમાન ખ્રિસ્તી પારસી સાથે સહભોજન કરનારા અને ઇરાનીની હોટલમાં ખાનપાન કરનારા મ્લેચ્છ જેવા નાસ્તિક હિંદુઓ પણ હમણા પોતાને હિંદુઓમાં અગ્રગણી ગણાવી, હિંદુ સંગઠનની ચળવળ કરી રહ્યા છે એવે વખતે પ્રત્યેક હિંદુએ જાણી લેવાની જરૂર છે કે ધર્મશાસ્ત્રની આજ્ઞા મુજબ જેનામાં નીચે પ્રમાણે લક્ષણ કિંવા વિચાર વર્તન હોય તેનેજ હિંદુ માનવો. જે હિંદુ આ નીચે દર્શાવ્યા મુજબ ધર્મશાસ્ત્રોક્ત રહેણી કરણી રાખતો હોય તેનેજ હિંદુ માનવો પણ ન રાખતો હોય તે ભલે પછી વિદ્વાન્, શ્રીમંત કે સત્તાધારી હોય તોપણ તેને હિંદુ તરીકે ન માનવો.

૧ વેદ, સ્મૃતિ, પુરાણ ઇતિહાસ અને તંત્રશાસ્ત્રોને માનતો હોય તે સનાતની હિંદુ કહેવાય.

૨ વર્ણાશ્રમ વ્યવસ્થાને માનતો હોય તે સનાતની હિંદુ કહેવાય.

૩ જ્ઞાતિ બંધારણને માનતો હોય તે સનાતની હિંદુ કહેવાય.

૪ સ્પૃશ્યાસ્પૃશ્ય મર્યાદા, મૃતાશૌચ ( સુતક ) અને જનના શૌચ ( વૃદ્ધિ સુતક ) ને માનતો હોય તે સનાતની હિંદુ કહેવાય.

૫ ભક્ષ્યાભક્ષ્ય મર્યાદાને માનતો હોય તે હિંદુ કહેવાય.

૬ ધર્મ શાસ્ત્રાનુસાર લગ્ન મર્યાદા તથા અન્ય સંસ્કારોને માનતો હોય તે સનાતની હિંદુ કહેવાય.

૭ જન્મથી જાતિ માનતો હોય તે સનાતની હિંદુ કહેવાય.

૮ હિંદુઓ ( આર્યો ) નું મૂળસ્થાન ભારતવર્ષ છે એમ જે માનતો હોય તે સનાતની હિંદુ કહેવાય.

૯ યજ્ઞયાગ, પિતૃશ્રાદ્ધ, દેવ મૂર્તિપૂજા, તીર્થ અને વૃદ્ધોને માનતો હોય તે હિંદુ કહેવાય.

૧૦ શ્રીમદ્ શંકરાચાર્ય, શ્રીમદ્ રામાનુજાચાર્ય, શ્રીમદ્ મધ્વાચાર્ય અને શ્રીમદ્ વલ્લભાચાર્ય તથા તેઓશ્રીના સિદ્ધાંતો અને નિયમોના મિશ્રણથી બનેલ પેટા સંપ્રદાયના આચાર્યો પૈકી એકને પણ માનતો હોય તે હિંદુ કહેવાય.

૧૧ સ્ત્રી પુરૂષોના અધિકાર તથા વર્ણાશ્રમના અધિકાર સંબંધે હાલ કુતર્કીઓએ જે પાખંડો ( જેવા કે સ્ત્રી શૂદ્રાદિકનું ઉપનયન વેદાધ્યયન અને હક્કો વગેરે ક્ષોભો ) ઉભા કર્યા છે તેને માનતો ન હોય તે સનાતની હિંદુ કહેવાય.

૧૨ પૂર્વોક્ત વેદાદિ સત્શાસ્ત્રાનુસાર જે હિંદુ ઉચ્ચગામી આદર્શને લક્ષમાં રાખી પ્રયત્નશીલ રહેવાના સંકલ્પને સ્વીકારતો હોય તે સનાતની હિંદુ કહેવાય.

૧૩ ગોમાંસ ભક્ષણ કરે તે હિંદુ નજ કહેવાય.

૧૪ શુભાશુભ કર્મના ફળને તથા ગતંજન્મ અને પુનર્જન્મને ન માને તે હિંદુ નજ કહેવાય.

૧૫ જે સ્વર્ગ, નર્ક અને ઇશ્વરના અસ્તિત્વમાં ન માને તે હિંદુ નજ કહેવાય.

૧૬ કોઈ પણ રાજદ્વારી હેતુ સંગઠન કે શુદ્ધિને બહાને ઉપરના સિદ્ધાંતો તથા નિયમોનો અનાદર ( ભંગ ) કરે તે હિંદુ નજ કહેવાય.

૧૭ આચાર ભ્રષ્ટ હિંદુ અધિકાર પ્રમાણે પ્રાયશ્ચિત લઇ કોઇ કાળે શુદ્ધ થઇ શકે છે અને હિંદુ કહેવરાવી શકે છે, પરંતુ સનાતન ધર્મ શાસ્ત્રોના સિદ્ધાંતોની સામે (ગાંધીજીની માફક) ખંડ ઉઠાવનાર કે પરજાતિનો યવન મ્લેચ્છ કદાપિ હિંદુ કહેવરાવી શકતો નથી.

૧૮ ગોરક્ષણ અને ગોપાલન કરે તેજ હિંદુ કહેવાય.

---

## હિંદુ સંગઠનના વાસ્તવિક ઉપાય.

---

આટલું વિચાર્યા પછી હવે એ વિચારવાની ખાસ આવશ્યકતા છે કે હિંદુઓનું તથા તેના આત્માથી અધિક પ્રિય સનાતન ધર્મનું રક્ષણ શી રીતે થાય અર્થાત્ સંગઠનના ઉચિત ઉપાયો કયા ગણાય? અમારા નમ્ર વિચાર પ્રમાણે પ્રત્યેક હિંદુએ હિંદુ માત્રને તેની અવસ્થાના પ્રમાણમાં પોતાના પિતા ભાઇ કે પુત્ર સમાન ચાહી તેને સુખદુઃખના સમયમાં સદ્બોધથી તથા દ્રવ્યથી સહાય કરવી. સદાચાર સંપન્ન વિદ્વાન્ બ્રાહ્મણો પાસેથી ધર્મ-શાસ્ત્રોનો ઉપદેશ સાંભળી તેમ ઘરમાં ધર્મ ગ્રંથ વસાવી પોતાનું ધર્મ કર્મ યથાર્થ સમજી આચરવા ખંતથી યત્ન કરવો. સંપ્રદાયના ભેદ ભૂલી જેમકે કેટલાક સ્માર્ત તથા બ્રાહ્મણો ભગવાન્ શિવજી તથા શંકરાચાર્ય સિવાય ભગવાન્ વિષ્ણુ તથા વલ્લભાચાર્ય વિગેરેને પાખંડ કહી તેને અનુસરનાર વૈશ્ય વગેરેને વર્ણસંકર કહે છે ને કેટલાક વૈશ્ય તથા વૈષ્ણવો ભગવાન્ શ્રીકૃષ્ણ તથા વલ્લભાચાર્ય સિવાય શિવજી અને શંકરાચાર્યને નિંદી બ્રાહ્મણોનું સન્માન કરતા નથી એ ઉભયની મોટી ભૂલ છે. પરમ

પ્રભુ શ્રીકૃષ્ણ અને શિવ, સૂર્ય, અગ્નિ, ગણેશ, શક્તિ વગેરે હિંદુઓના ઉપાસક દેવ છે ને પાંચમાંથી એકને ભજવાથી પણ પરબ્રહ્મ પરમાત્મા શ્રીહરિનેજ પમાય છે માટે પોતાના ઈષ્ટ દેવની ઉપાસના સાથે પાંચેયનો આદર કરી તેને પામવાના માર્ગ દાખવનારા, શંકર, વલ્લભ, મધ્વ, રામાનુજ, સ્વામીનારાયણ ઇત્યાદિ સંપ્રદાયો પ્રત્યે દ્વેષ ન કરતા પ્રેમથી તેને સહાય કરી પોતાના માનવા અને સર્વેય સંપ્રદાયના આચાર્યો તથા અનુયાયીઓએ સાથે મળી હિંદુ જાતિ તથા સનાતન ધર્મના સંરક્ષણ અને ઉદ્ધારનો માર્ગ શોધી તત્કાળ કાર્યનો આરંભ કરવો. ઉપર જેમ અમે ધર્માચાર્યોનું કર્તવ્ય અને જવાબદારી જણાવી છે, તેમ તેટલીજ જવાબદારી હિંદુ રાજા મહારાજા અને શ્રીમંત વિદ્વાનોની પણ છે. તેઓએ પણ પોતાની કર્તવ્ય હીનતા અને બેદરકારી ત્યજી દ્રવ્ય સત્તા તથા વિદ્વતાનો ઉપયોગ હિંદુ જાતિ તથા સનાતન ધર્મના અસ્તિત્વ અને ઉન્નતિ પાછળ ખર્ચવાની પૂર્ણ જરૂર છે અને તેમ થશે તોજ તેઓની પોતાની હયાતી અને સુખ સંપન્ન અવસ્થા રહી શકશે. પ્રત્યેક હિંદુએ ગાય માતાને પોતાની માતા બરોબર ચાહી તેનું રક્ષણ અને પાલન કરવું. ગામે ગામ અખાડા ખોલી હિંદુ યુવકોને લશ્કરી તથા કુસ્તીની તાલીમ આપવી. પ્રત્યેક ગામમાં સ્વયંસેવક મંડળ સ્થાપવું ને જયાં કયાંય હિંદુઓના જાન માલ દેવ મંદિર કે ગાય માતાના રક્ષણની જરૂર જણાય ત્યાં તાબડતોબ ગામના લોકોએ તથા મંડળના મેમ્બરો-સેવકોએ પહોંચી જવું.

એક વખત ઉન્નતિના શિખરે પહોંચેલી ગ્રીસ મેસીડોનીઆ તથા મીસરની પ્રાચીન જાતિઓ તેઓમાં વર્ણાશ્રમ જેવું બંધા-

રણુ ન હોવાથી આજે સંસારમાં હતી નહતી થઈ ગઈ છે ત્યારે હજારો પ્રહાર ખમવા છતાં માત્ર હિંદુ જાતિ વર્ણાશ્રમના ત્રણ મજબૂત કિલ્લા–સ્પર્શાસ્પર્શ ભક્ષ્યાભક્ષ્ય અને જ્ઞાતિ બંધારણ વડે ચિરંજીવ રહેલી છે. પરંતુ દુર્દૈવની વાત છે કે અત્યારે એ ત્રણેય કિલ્લા શિથિલ થયેલા માલુમ પડે છે, માટે સઘળી હિંદુ જ્ઞાતિઓએ તુરતજ સાવધ થઇ પોતાની નિર્બળતા, આળસ, ઢીલાપણું, પક્ષપાત તથા અંદર અંદરનો કલેશ દૂર કરી પોતાનું જ્ઞાતિ બંધારણ દૃઢ કરવું અને જ્ઞાતિ કે ધર્મને જે કોઇ વ્યક્તિ ( જ્ઞાતિજન ) ચાલુ આંધીશાહી આંદોલનને આધીન થઇ ભ્રષ્ટાચાર ફેલાવી કંટક સમાન થતો હોય તેનો તત્કાળ બહિષ્કાર કરવો. પોતાના ભાઇ પુત્ર કે મિત્ર સંબંધીને પણ તેવા મલિન સહવાસ, શિક્ષણ અને વાતાવરણથી અળગા રાખવા. ગામે ગામ સંસ્કૃત પાઠશાળા સ્થાપી ગીતા, ભાગવત, રામાયણ, મહાભારતની કથા વાર્તા તથા ભજન કીર્તન મંડળી ચાલુ કરી દેવી. પારસી વિગેરે પર જાતિની માલિકીના છાપા અનર્થ ફેલાવતા હોઇ મુંબઇ, કલકત્તા, મદ્રાસ, કાશી, દિલ્હી, કરાંચી, રંગુન, અમદાવાદ વગેરે મોટા શહેરોમાં સનાતન ધર્મના દૈનિક અને રાજકોટ, ભાવનગર, સુરત, નાગપુર, લાહોર, મથુરા, અયોધ્યા, પ્રયાગ વગેરે સ્થળે અઠવાડિક પત્ર ચાલુ કરી પ્રત્યેક પ્રાંતમાં સનાતન ધર્મ ઋષિકુળ આશ્રમો ખોલવા. એકનિષ્ઠ નિઃસ્વાર્થ વિદ્વાનોને તેના પોષણ જેટલું સાધન આપી દેશમાં સર્વત્ર ઉપદેશક તરીકે મોકલવા. ધારાસભા ડિસ્ટ્રીકટ અને લોકલ બોર્ડમાં તથા મ્યુનિસિપાલિટીમાં આજકાલ પટેલ તેરસી જેવા લોભાગ્ર વર્ણસંકર વિચારના મેમ્બરો

આપણા મતથી વરાઇ અનર્થ કરી રહ્યા છે, હવે પછી તેવા પાખંડી ધર્મદ્રોહી વિચારના મેમ્બરને એક પણ મત ન આપતા ચુસ્ત સનાતની નિડર હિંદુઓનેજ મતો આપી મોકલવા. આપણાજ પૈસા વડે ઉભી થયેલી અને નભતી કોંગ્રેસ, હિંદુ મહાસભા, રાષ્ટ્રીય શાળાઓ તથા લાઇબ્રેરીઓને દ્રવ્યની સહાય ન કરતાં સનાતન ધર્મ સભા, ઋષિકુળો, સનાતની છાપાઓ, સનાતની પુસ્તકાલયો તથા ધર્મની અખંડ સેવા કરનારા કાર્યકર્તાઓને મદદ કરવી. કોંગ્રેસ તથા હિંદુ મહાસભામાં સનાતની આગેવાન હિંદુઓએ દાખલ થઇ તે તે સંસ્થાઓની સત્તા હાથ ધરી તેને પોતાના મતની કરવી, અને તેમ ન બને તો તે સામે ઘોર વિરોધ ઉઠાવી હિંદુ સનાતની પ્રજાના રાજકીય હક્કો પ્રતિપાદન કરનારી; " હિંદુ સનાતન રાજકીય સભા " સ્થાપન કરવી અને મહાભારત, રાણા પ્રતાપ, શિવાજી મહારાજ તથા ઇતર દુનિયાના ઐતિહાસિક તથા રાજકીય બંધારણ અનુસાર સંમેલનો ભરી લોકમત કેળવી પ્રથમ બહુમતિ અને છેવટે સર્વમતિ પોતાની કરવી. સંધ્યા વંદન, યજ્ઞયાગ, હોમ-હવન, પંચ યજ્ઞ, સોળ સંસ્કાર વગેરે વિધિ ચાલુ કરાવી દ્વિજ વર્ણ એટલે માત્ર બ્રાહ્મણનેજ નહિ પરંતુ ક્ષત્રિય, વૈશ્ય સુદ્ધાં (જે ત્રણે મળી દ્વિજ વર્ણ કહેવાય છે તે ) ને માથાપરથી બાબરા કઢાવી તેને સ્થાને શિખા રખાવી વિધિસર ઉપનયન ધારણ કરાવવી. દારૂ માંસના જેવાજ અને જેટલાજ અનર્થકારી ચા, તમાકુ, બીડી, હોટલ, નાટકાદિના વ્યસનો હિંદુઓમાં ઘરે ઘરે ઘર કરી બેઠા છે તેને સત્વર અળસાવવા યત્ન કરવો અને એ સઘળું કાર્ય કરવા માટે નીચેના હેતુ માટે નિયમો " હિંદુ સનાતન ધર્મ સભા " ગામે ગામ

તથા શહેરે શહેર સ્થાપવી ને તે પ્રત્યેકનો એક બીજી સભા સાથે સંબંધ રાખી તેના વાર્ષિક અધિવેશનો જુદે જુદે સ્થળે ભરી પ્રવૃત્તિ ચાલુ કરવી એટલે જગન્નિયંતા શ્રીહરિ અવશ્ય હિંદુ જાતિ તથા સનાતન ધર્મનું રક્ષણ કરી પુનરુત્થાન કરશે.

## હિંદુ સનાતન ધર્મ સભાના ઉદ્દેશ અને નિયમો.

૧ હિંદુ સનાતન ધર્મનું રક્ષણ અને ધર્મ શાસ્ત્રોના સિદ્ધાંતોનો પ્રચાર કરવો.

૨ પ્રાચીન ઋષિ, મુનિ પ્રણિત ધર્મ શાસ્ત્રોની આજ્ઞાનુસાર હિંદુઓને વર્ણાશ્રમ ધર્મ, મૂર્તિપૂજા, સંધ્યાદિ ધર્મ કર્મનું યથાવિધિ રહસ્ય સમજાવી પરિપાલન કરાવવું.

૩ બ્રાહ્મણોનું સન્માન કરી તેઓને ધર્મ શાસ્ત્રોનો અભ્યાસ અને ઉપદેશ આપવાની અનુકૂળતા કરી આપવી.

૪ હિંદુ દ્વિજ જાતિ એટલે બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્યને યજ્ઞોપવિત ધારણ કરાવી શિખા રખાવી સંધ્યોપાસના તથા પંચ યજ્ઞ વગેરે વૈદિક કર્મ કરતા કરવા.

૫ દ્વિજ જાતિના બાળકોને ધર્મ શાસ્ત્રોનું શિક્ષણ સંસ્કૃત ભાષા, વેપાર, હુન્નર, કળા સાથે અપાવવા સારૂ દેશમાં સર્વત્ર પાઠશાળા તથા ઋષિકુળ બ્રહ્મચર્યાશ્રમો ખોલાવવા.

૬ ગામે ગામ " હિંદુ સનાતન ધર્મ સભા " સ્થાપન કરાવી સનાતન ધર્મના ગ્રંથોનું પુસ્તકાલય સ્વયંસેવક મંડળો તથા કસરતના અખાડા શરૂ કરાવવા યત્ન કરવો કે જેથી આફતના વખતે તે મંડળો દ્વારા હિંદુઓના જાન માલ સ્ત્રી બાળકો તથા પવિત્ર દેવ મંદિરોનું રક્ષણ થઇ શકે.

વર્ષમાં એક અથવા વધારે વખત હિંદુ સનાતન ધર્મના અધિવેશનો અનુકૂળ સ્થળે અને સમયે ભરી જાતિ ધર્મ તથા દેશના રાજકીય હક્કો સંભાળવા પ્રયત્ન કરવો.
હિંદુ સનાતન ધર્મના ભિન્ન ભિન્ન સંપ્રદાયો વચ્ચે ઐકયતા જળવાઇ રહે અને સૌ સાથે મળી હિંદુ જાતિ તથા સનાતન ધર્મના સંરક્ષાર્થે કાર્ય કરે તેવો યત્ન કરવો.
આ સભાની દેખરેખ નીચે દૈનિક અઠવાડિક અને માસિક પત્રો તથા પુસ્તકો અને પત્રિકાઓ પ્રકટ કરાવી સનાતન ધર્મના સિદ્ધાંતો ઐતિહાસિક રીતિએ સ્વરાજ્ય પ્રાપ્ત કરવાના વિષયો સાથે ચર્ચાવવા.

ચા, બીડી, નાટક, પરદેશી ખાંડ, પરદેશી કપડા, તથા હોટલોના હાનિકારક વ્યસનોથી લોકોમાં બિમારી ગરીબાઇ અને ધર્મભ્રષ્ટતા વધતી જાય છે, માટે તે અટકાવવા કોશિષ કરવી.

આજ કાલ પોતાને હિંદુ કહેવરાવનાર કેટલાક હિંદુઓ તથા ઇતર ધર્મના લોકો હિંદુ ધર્મનું રહસ્ય સમજ્યા વગર અંત્યજ સ્પર્શની, નાતો જાતોના ભેદ કાઢી નાંખવાની, પુનર્લગ્ન તથા વર્ણાતર લગ્ન કરવાની અવિચારી હિમાયત કરી પ્રજાને વિનાશના માર્ગે ઘસડી રહ્યા છે, તેવાઓથી બચવા–બચાવવા સારૂ વિદ્વાન્, ધર્મજ્ઞ, સત્ ચારિત્ર્યવાન્ ઉપદેશકોને દેશમાં સર્વત્ર સનાતન ધર્મનો ઉપદેશ આપવા માટે મોકલવા.
ગાય માતા એ દેશનું પવિત્ર અને પરમોપયોગી ધન છે માટે તેની સર્વ પ્રકારે રક્ષા કરવા પ્રબંધ કરવો.

## સભાસદ થવાના નિયમો.

ઉપરના બાર ઉદ્દેશો જે કોઇ હિંદુ ભાઇ મન વાણીને કર્મથી આચરવા બંધાતો હોય તે આ સભાનો સભાસદ થઇ શકે છે.

સભાસદ થનારને માટે વાર્ષિક લવાજમ ફક્ત રૂ. ૧) રાખવામાં આવ્યું છે. જે કોઇ સભાસદ આ સભાથી અથવા આ સભાના ઉક્ત ઉદ્દેશોથી વિરૂદ્ધ વર્તન કરશે તેનું નામ સભાસદ તરીકે તત્કાળ કાર્ય કારિણી સભા રદ કરશે.

પ્રમુખ ખજાનચી અને મંત્રી મળી ત્રણને સભાસદોની સભા ભરી ચુંટી ફરી ત્રણ ત્રણ વર્ષે ચુંટશે તેઓ કાર્યકારિણી સભાના સભ્યો ગણાશે ને સભાના ઉદ્દેશને અનુસરી સભાનો પ્રમાણિક બુદ્ધિથી વહીવટ કરશે.

---

## સ્મરણમાં રાખવા યોગ્ય હિંદુ ધર્મ શાસ્ત્રો.

---

જગત્‌માંની પ્રાયઃ હરેક જાતિ પોતાના ધાર્મિક ગ્રંથો તથા સિદ્ધાંતોને સારી પેઠે જાણતી હોય છે. નાદાનમાં નાદાન ખ્રિસ્તી મુસલમાન પણ તેના બાઇબલ કુરાનને પઢતો હોય છે, પરંતુ શ્રેષ્ટ સંસ્કૃતિના વારસાવાળી આપણી હિંદુ જાતિનેજ દુર્દૈવે હમણા પોતાના ધર્મ શાસ્ત્રના ગ્રંથો જાણવા વિચારવાનું વિસ્મરણ થયેલું છે. સોમાંથી ભાગ્યેજ એક હિંદુ અત્યારે પોતાના ધાર્મિક ગ્રંથોના નામથી વાકેફ હશે. જયારે ગ્રંથોના નામથી વિશાળ હિંદુ સમુદાય અજ્ઞાત છે ત્યારે તે સ્વધર્મના સિદ્ધાંતોથી તો કેવળ વિમુખ હોય એમાં પ્રશ્નજ શો ? આવી આપણી ભયંકર અજ્ઞાનતાનો લાભ લઇનેજ નાસ્તિકો તથા પરધર્મીઓ આજ સુધીમાં

ખુબ ફાવ્યા છે, માટે આ નીચે અમે હિંદુ ધર્મશાસ્ત્રના ગ્રંથોના નામ તથા તેના મુખ્ય મુખ્ય સિદ્ધાંતો દર્શાવીએ છીએ તે પ્રત્યેક હિંદુ ભાઇએ લક્ષ પૂર્વક વાંચી હૃદયમાં ધારણ કરી પરિચયમાં આવનાર અન્ય હિંદુ ભાઇને સમજાવી તે પ્રમાણે વર્તવા કોશિષ કરવી.

### ચાર વેદ ( શ્રુતિ. )

ઋગવેદ, યજુર્વેદ, સામવેદ અને અથર્વવેદ.

### ચાર ઉપવેદ.

આયુર્વેદ, ધનુર્વેદ, ગાંધર્વવેદ, અને શિલ્પાદિ વેદ.

### વેદના છ અંગ.

શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરૂક્ત, છંદ અને જયોતિષ.

### સાત દર્શન.

ન્યાય, વૈશેષિક, સાંખ્ય, યોગ, પૂર્વ મિમાંસા, દૈવી મિમાંસા અને ઉત્તર મિમાંસા ( બ્રહ્મસૂત્ર )

### મુખ્ય અઠાવીશ ઉપનિષદ.

ઈશાવાસ્ય, કેન, કઠ, પ્રશ્ન, મુંડક, તૈતરિય, ઐતરેય, છાંદોગ્ય, શ્વેતાશ્વતર, બ્રહ્મ, બિંદુ, કૈવલ્ય, જાબાલ, હંસ, આરૂણિક, ગર્ભ, નારાયણ, પરમહંસ, બ્રહ્મઅમૃતનાદ, બ્રહ્મ બિંદુ, અથર્વશીર, મૈત્રાયણી, કૌશિતકી, સુબાલ, નારદ, પરિવ્રાજક, બૃહદારણ્યક અને માંડુકયોપનિષદ.

### વીશ સ્મૃતિ ( ધર્મશાસ્ત્ર )

મનુ, અત્રિ, વિષ્ણુ, હારિત, યાજ્ઞવલ્કય, ઉશન, અંગિરા, યમ, આપસ્તંબ, સંવર્ત, કાત્યાયન, બૃહસ્પતિ, પરાશર, વ્યાસ, શંખ, લિખિત, દક્ષ, ગૌતમ શાતાતપ અને વશિષ્ઠ.

અઢાર પુરાણ.

બ્રહ્મ, પદ્મ, વિષ્ણુ, શિવ, ભાગવત, નારદ, માર્કંડેય, અગ્નિ, ભવિષ્ય, બ્રહ્મવૈવર્ત, લીંગ, વરાહ, સ્કંદ, વામન, કૂર્મ, મત્સ્ય, ગરૂડ અને બ્રહ્માંડ પુરાણ.

બે ઇતિહાસ.

રામાયણ અને મહાભારત.

( હિંદુઓની નિર્માલ્યતા જોઈ આ બે સનાતન ધર્મ ગ્રંથોને અલ્પજ્ઞ જૈનોએ જૈન રામાયણ અને જૈન મહાભારત ઠોકી બેસાડવાની ધૂર્તતા કરી છે. )

---

## હૃદયારૂઢ કરવા યોગ્ય ધર્મશાસ્ત્રના સિદ્ધાંતો.

---

### પંચદેવ સ્તુતિ.

#### શ્રી વિષ્ણુ સ્તુતિ.

ब्रह्मादिषु प्रलीनेषु नष्टे लोके चराचरे ।
एकस्तिष्ठति विश्वात्मा स मे विष्णुःप्रसिदतु ॥

અર્થઃ—બ્રહ્માદિનો લય થયા છતાં તેમજ ચરાચર લોકનો નાશ થયાં છતાં એક જે વિશ્વાત્મા અવશિષ્ટ રહે છે તે વિષ્ણુ ભગવાન મારી ઉપર પ્રસન્ન થાઓ.

#### શ્રી શિવ સ્તુતિ.

जगद्गुरो नमस्तुभ्यं शिवाय शिवदाय च ।
योगीन्द्राणां च योगीन्द्र गुरुणां गुरवे नमः ॥

અર્થ:—હે જગત્ગુરૂ તમને કલ્યાણપ્રદ શિવને નમસ્કાર છે, હે મહાયોગીયોના પણ મહાયોગી ગુરૂઓના પણ ગુરૂરૂપ તમને નમસ્કાર છે.

### શ્રી સૂર્ય સ્તુતિ.

नमो भगवते सूर्य कुष्ठरोगान्विखण्डय ।
आयुरारोग्यमैश्वर्यं देहि देव नमोस्तु ते ॥

અર્થ:—હે સૂર્ય ! તમો ભગવાનને નમસ્કાર છે. કુષ્ઠ આદિ રોગને દૂર કરો, આયુષ્ય આરોગ્ય તથા ઐશ્વર્ય આપો, હે સૂર્યદેવ તમને નમસ્કાર છે.

### શ્રી ગણેશ સ્તુતિ.

नमस्तस्मै गणेशाय सर्व विघ्न विनाशिने ।
कार्यारम्भेषु सर्वेषु पूजितो यः सुरैरपि ॥

અર્થ:—સર્વ કાર્યોના આરંભમાં જે દેવોથી પણ પૂજાય છે તે સર્વ વિઘ્નોના હરનાર ગણપતિને નમસ્કાર છે.

### શ્રી દેવી સ્તુતિ.

या देवी सर्व भूतेषु शक्ति रुपेण संस्थिता ।
नमस्तस्यै नमस्तस्यै नमस्तस्यै नमो नमः ॥

અર્થ:—જે દેવી સર્વ પ્રાણીઓમાં શક્તિરૂપે રહેલ છે તે દેવીને પાંચવાર નમસ્કાર છે.

### શ્રી ગુરૂદેવ સ્તુતિ.

गुरुर्ब्रह्मा गुरुर्विष्णु गुरुर्देवो महेश्वरः ।
गुरुरेव परब्रह्म तस्मात् श्री गुरुवे नमः ॥

અર્થ:—ગુરૂ એજ બ્રહ્મા, ગુરૂ એજ વિષ્ણુ, ગુરૂ એજ દેવ મહેશ્વર તથા ગુરૂ એજ પરબ્રહ્મ છે તેથી શ્રી ગુરૂને નમસ્કાર છે.

ગાયત્રી મંત્ર.

ॐ भू र्भूवः स्व ॐ तत्सवितु वरेण्यं भर्गोदेवस्यं
धोमहि धियेयोनः प्रचोदयात्

અર્થ:—આ ત્રણ વ્યાહ્યતિઓ છે. પરમાત્મા સૂર્યદેવનું શ્રેષ્ટ ધ્યાન કરવા યોગ્ય તેજનું અમે ધ્યાન ધરીએ છીએ. તે દેવ અમારી સત્કર્મમાં બુદ્ધિ પ્રેરે.

બ્રહ્મસંબધ મંત્ર.

सहस्रपरिवत्सरमितकालजातकृष्णवियोगजनिततापक्लेशानन्दतिरोभावोहं भगवते कृष्णाय देहेन्द्रिय प्राणान्तःकरणानि तद्धर्मांश्च दारागारपुत्राप्तवित्तेहापराणि आत्मना सह समर्पयामि, दासोऽहम्, कृष्ण तवास्मि ।

ઉપનિષદ્‌ના શાંતિ મંત્ર.

ॐ सह नाववतु सह नौ भुनक्तु सह वीर्यं करवावहै ।
तेजस्विनावधी तमस्तु मा विद्विषा वहै ॥

ॐ शान्तिः शान्तिः शान्तिः

અર્થ:—તે અમારૂં બન્નેનું સાથે પાલન કરો, તે અમારૂં બન્નેનું સાથે રક્ષણ કરો, અમે બન્ને સાથે વિદ્યાકૃત સામર્થ્ય સંપાદન કરીએ, અમારૂં બન્નેનું અધ્યયન કરેલું સામર્થ્યવાળું થાઓ, અમે બે પરસ્પરમાં દ્વેષ ન કરીએ, ત્રિવિધ તાપની શાન્તિ થાઓ.

ॐ पूर्णमदः पूर्णमिदं पूर्णात्पूर्ण मुदच्यते ।
पूर्णस्य पुर्णमादाय पूर्णमेवात्र शिष्यते ॥
ॐ शान्तिः शान्तिः शान्तिः

અર્થ:—આ પૂર્ણ છે, આ પૂર્ણ છે, પૂર્ણથી પૂર્ણ ઉત્કૃષ્ટ થાય છે, પૂર્ણના પૂર્ણને લઇને પૂર્ણજ અવશેષ રહે છે ત્રિવિધ તાપની શાન્તિ થાઓ.

બંધ અને મોક્ષનું કારણ મનજ છે.

मन एव मनुष्याणां कारणं बंध मोक्षयोः ।
बन्धाय विषयाऽऽसक्तं मुक्तयै निर्विषयं मनः ॥

અર્થ:—મનુષ્યોને મન એજ બંધ અને મોક્ષમાં કારણરૂપ છે. વિષયાસક્ત મન બંધન માટે છે અને વિષય રહિત મન મુક્તિ માટે છે.

પુરૂષાર્થ એજ અવલંબન.

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत

અર્થ:—ઉઠો, જાગો અને શ્રેષ્ટ પુરૂષોને પ્રાપ્ત કરીને જાણી લ્યો.

ચાર વર્ણની ઉત્પત્તિ.

ब्राह्मणोस्य मुखमासीत् बाहुराजन्य कृतः ।
ऊरु तदस्य यद्वैस्यः पद्भया शूद्रो अजायत ॥

અર્થ:—બ્રહ્માના મુખમાંથી બ્રાહ્મણ, બાહુમાંથી ક્ષત્રિય, ઉરૂમાંથી વૈશ્ય તથા પગમાંથી શૂદ્ર ઉત્પન્ન થયા.

### ચાર વર્ણના કર્મ.

शमो दमस्तपः शौचं क्षांति गार्जवमेवच ।
ज्ञानं विज्ञान मास्तिक्यं ब्रह्म कर्मस्वभावजम् ॥

અર્થ:—મનોનિગ્રહ, ઇંદ્રિયનિગ્રહ, તપ, પવિત્રતા, ક્ષમા, આર્જવ, વિજ્ઞાન અને આસ્તિકપણું એ સ્વભાવથી થએલાં બ્રાહ્મણના કર્મ છે.

शौर्य तेजो धृतिर्दाक्ष्यं युद्धे चाप्य पलायनम् ।
दानमीश्वर भावस्य क्षात्रं कर्म स्वभावजम् ॥

અર્થઃ—શૌર્ય, તેજ, ધૃતિ, ચતુરાઇ, યુદ્ધમાં પણ અપલાયન, દાન તથા ઇશ્વરભાવ એ સ્વભાવથી થએલાં ક્ષત્રિયનાં કર્મ છે.

कृषि गोरक्ष्य वाणिज्यं वैश्यकर्म स्वभावजम् ।
परिचर्यात्मकं कर्म शूद्रस्यापि स्वभावजम् ॥

અર્થ:—ખેડ, ગાયનું રક્ષણ અને વેપાર એ સ્વભાવથી થએલાં વૈશ્યના કર્મ છે તથા શૂદ્રનું દ્વિજોની શુશ્રૂષારૂપ સ્વભાવથી ઉપજેલું કર્મ છે.

### સામાન્ય ધર્મ.

धृतिः क्षमा दमोऽस्तेयं शौचमिन्द्रियनिग्रहः ।
धी र्विद्या सत्यमक्रोधो दशकं धर्म्मं लक्षणम् ॥

અર્થ:—ધૈર્ય, ક્ષમા, દમ, અસ્તેય, ઇંદ્રિયોનો નિગ્રહ, તત્વજ્ઞાન, બ્રહ્મવિદ્યા, સત્ય અને અક્રોધ એ દશ ધર્મનાં લક્ષણ છે.

## વિશેષ ધર્મ.

**अध्ययनमध्यापनं यजनं याजनं तथा ।**
**दानं प्रतिग्रहं चैव ब्राह्मणानामकल्पयत् ॥**

**અર્થ:**—વેદ ભણવો તથા ભણાવવો, યજ્ઞ કરવો તથા યજ્ઞ કરાવવો, દાન આપવું તથા લેવું, આ છ કર્મો બ્રાહ્મણને માટે નિર્માણ કર્યા છે.

**प्रजानां रक्षणं दानमिज्याध्ययनमेव च ।**
**विषयेष्वप्रसक्तिश्च क्षत्रियस्य समासतः ॥**

**અર્થ:**—પ્રજાનું રક્ષણ કરવું, દાન દેવું, યજ્ઞ કરવો, વેદ ભણવો અને શૃંગારના વિષયોપર આસક્તિ રાખવી નહિ, આ કર્મો ક્ષત્રિય માટે સંક્ષેપમાં નિર્માણ કર્યા છે.

**पशूनां रक्षणं दानमिज्याध्ययनमेव च ।**
**वणिक्पथं कुसीदं च वैश्यस्य कृषिमेव च ॥**

**અર્થ:**—પશુઓનું પાલન કરવું, દાન દેવું, યજ્ઞ કરવો, વેદ ભણવો, વ્યાપાર કરવો, વ્યાજવટંતરનો ધંધો કરવો તથા ખેતી કરવી, આ કર્મો વૈશ્ય માટે નિર્માણ કર્યા છે.

**एकमेवतु शूद्रस्य प्रभुःकर्म समादिरात् ।**
**एतेषामेव वर्णानां शुश्रूषामनसूयया ॥**

**અર્થ:**—શૂદ્ર માટે બ્રહ્માએ એકજ કર્મ નિર્માણ કર્યું છે. તે એ કે તેણે બ્રાહ્મણ આદિ ત્રણે વર્ણોની ઇર્ષ્યા કર્યા વિના સેવા કરવી.

विप्राणां वेदविदुषां गृहस्थानां यशस्विनाम् ।
शुश्रूषैव तु शूद्रस्य धर्मो नैश्रेयसः परः ॥

અર્થ:--ધર્માચરણ કરીને યશસ્વી થયેલાં વેદ જાણનાર ગૃહસ્થ બ્રાહ્મણોની સેવા કરવી, એજ શૂદ્રનો પરમ કલ્યાણ કરનારો ધર્મ છે.

शुचिरुत्कृष्टशुश्रूषुर्मृदुवागनहंकृतः ।
ब्राह्मणाद्याश्रयो नित्यमुत्कृष्टां जातिमश्नुते ॥

અર્થ:--જે શૂદ્ર ઇંદ્રિયનિગ્રહ કરીને અને સ્નાનાદિ કરીને બહારથી સ્વચ્છ રહે છે, ઉત્તમ જાતિની સેવા કરે છે, કોમળ વાણીથી વાતચિત કરે છે, અહંકાર રહિત રહે છે અને બ્રાહ્મણ આદિ ઉત્તમ જાતિનો આશ્રય કરે છે તે શૂદ્ર ઉત્તરોત્તર ઉત્તમ જાતિમાં જન્મ લે છે. આ શ્લોકનો ભાવ પણ આપણને સ્પષ્ટ સૂચન કરી રહ્યો છે કે વર્તમાન કાલીન દુષ્ટ અને અનિષ્ટ વસ્તુ પરિસ્થિતિના મોહમાં મોહિત થઇ સત્ શૂદ્ર અથવા અસત્ શૂદ્ર જો અન્યથા વર્તન કરે તો તેનો જન્મ ઉત્તરોત્તર નિકૃષ્ટ યોનિમાં થાય છે.

## સનાતન-વૈદિક ધર્મની વ્યાખ્યા.

नोदनालक्षणोऽर्थो धर्मः ॥

અર્થ:—વેદનાં વિધિવાક્યોથી જે પ્રેરણા કરવામાં આવે છે, તેનું નામ ધર્મ.

यतोऽभ्युदयनिःश्रेयससिद्धिः स धर्मः ॥

અર્થ:—જેનાથી ઐહિક તથા પારલૌકિક ઉદય થાય, તેનું નામ ધર્મ.

धार्यते यत्प्रभावेण ब्रह्मांडं सचराचरम् ।
नियम्यते यतस्तस्माद्धर्म इत्यभिधीयते ॥

અર્થ:—જેના પ્રભાવથી આ સચરાચર બ્રહ્માંડ ધારણ થઈ રહ્યું છે અને જેના પ્રભાવથીજ તે નિયમમાં રહ્યું છે, તેથીજ તેને ધર્મ એવું નામ આપવામાં આવ્યું છે.

धारणात् श्रेय आदधाति इति धर्मः ॥

અર્થ:—જે ધર્મનું આચરણ કરવાથી શ્રેયઃપ્રાપ્તિ કરાય છે, તેનું નામ ધર્મ.

स्वर्गसाधनस्य शास्त्रैकसमधिगम्यातिशयस्य ।
धर्मत्वेन सर्वसंप्रतिपत्तेः ॥

અર્થ:—સ્વર્ગના સાધનરૂપ તથા કેવલ જે શાસ્ત્રથીજ જાણી શકાય એવી જે વસ્તુ વિશેષ, તેનું નામ ધર્મ.

धर्मलक्षणश्चार्थो न लोकावगम्यः शास्त्रैकगोचरोऽयम्॥

અર્થ:—ધર્મરૂપી પદાર્થ લૌકિક પ્રમાણોથી જાણવામાં આવતો નથી, પરંતુ એક શાસ્ત્રથીજ જાણવામાં આવે છે.

**ધર્મનાં પ્રમાણો.**

वेदोऽखिलो धर्ममूलं स्मृतिशीले च तद्विदाम् ।
आचारश्चैव साधूनामात्मनस्तुष्टिरेव च ॥

અર્થ:—સંપૂર્ણ વેદ, વેદશાસ્ત્ર જાણનારાઓએ રચેલાં ધર્મ શાસ્ત્રો તથા તેઓનાં શીલ, સત્પુરૂષોનો આચાર અને સત્પુરૂષોના મનનો સંતોષ, આટલાંને ધર્મનાં પ્રમાણો જાણવાં.

श्रुतिस्तु वेदो विज्ञेयो धर्मशास्त्रं तु वै स्मृतिः ।
ते सर्वार्थेष्वमीमांस्ये ताभ्यां धर्मो हि निर्बभौ ॥

અર્થ:—શ્રુતિ એટલે વેદ અને સ્મૃતિ એટલે ધર્મશાસ્ત્ર, તે બંને ઉપર મિથ્યા તર્કો કરીને તેમાં કહેલા વિચારોપર અશ્રદ્ધા કરવી નહિ; કારણ કે તે બંનેમાંથી ધર્મની ઉત્પત્તિ થઈ છે.

માતા, પિતા તથા ગુરૂની સેવા.

यं मातापितरौ क्लेशं सहेते संभवे नृणाम् ।
न तस्य निष्कृतिः शक्या कर्तुं वर्षशतैरपि ॥

અર્થ:—બાલકોના જન્મ સમયે અને પોષણ કરવામાં માતા અને પિતા જે દુઃખ સહન કરે છે, તેના કરજમાંથી છુટા થવું તે સો વર્ષ સુધી તેમની સેવા કરવાથી પણ અશક્ય છે.

तयोर्नित्यं प्रियं कुर्यादाचार्यस्य च सर्वदा ।
तेष्वेव त्रिषु तुष्टेषु तपः सर्वं समाप्यते ॥

અર્થ:—માતાપિતાનું અને આચાર્યનું મન પ્રસન્ન થાય તેવું નિત્ય કરવું, તે ત્રણે સંતુષ્ટ થવાથીજ બધા તપનું ફળ મેળવાય છે.

अभिवादनशीलस्य नित्यं वृद्धोपसेविनः ।
चत्वारि तस्य वर्धन्त आयुर्विद्या यशो बलम् ॥

અર્થ:—જેને નિરંતર પ્રણામ કરવાની ટેવ છે અને જે નિત્ય વડિલોની સેવા કરે છે, તે મનુષ્યનાં આયુષ્ય, વિદ્યા, કીર્તિ અને બળ એ ચાર વાનાં વૃદ્ધિ પામે છે.

**यथा खनन्खनित्रेण नरो वार्यधिगच्छति ।**
**तथा गुरुगतां विद्यां शुश्रूषुरधिगच्छति ॥**

અર્થઃ—જેમ મનુષ્ય કોદાળા વડે ખોદતાં જળને મેળવે છે, તેમ ગુરૂની સેવા કરવા વડે શિષ્ય ગુરૂને આશ્રય કરેલી વિદ્યાને મેળવે છે.

## પુત્ર ધર્મ.

**आचार्यश्च पिता चैव माता भ्राता च पूर्वजः ।**
**नार्तेनाप्यवमंतव्या ब्राह्मणेन विशेषतः ॥**

અર્થ:—આચાર્ય, પિતા, માતા અને જયેષ્ટ ભ્રાતા એટલાનું તેમનાથી દુઃખી થયા છતાં પણ અપમાન કરવું નહિં. તેમાં પણ બ્રાહ્મણે તો વિશેષે કરીને તેઓનું અપમાન કરવું નહિં.

**आचार्यो ब्रह्मणो मूर्तिः पिता मूर्तिः प्रजापतिः ।**
**माता पृथिव्या मूर्तिस्तु भ्राता स्वो मूर्तिरात्मनः ॥**

અર્થ:—કારણ કે આચાર્ય-ગુરૂ બ્રહ્માની મૂતિ કહેવાય છે, પિતા પ્રજાપતિની મૂર્તિ કહેવાય છે, માતા પૃથ્વીની મૂતિ કહેવાય છે અને જયેષ્ઠ ભ્રાતા પોતાની પંડની મૂર્તિ કહેવાય છે. (અથાત્ આ સર્વેનું અપમાન કરવાથી તેને દેવતાઓનું અપમાન કર્યું ગણાય છે.)

**तेषां त्रयाणां शुश्रूषां परमं तप उच्यते ।**
**न तैरभ्यननुज्ञातो धर्ममन्यं समाचरेत् ॥**

અર્થ:—કારણ કે તે ત્રણેયની સેવા કરવી, એ પરમ તપ કહેવાય છે. તેઓની આજ્ઞા વિના બીજો ધર્મ કરવો નહિં. (અર્થાત્ કે જે કંઇ કરવું તે તેઓની આજ્ઞા લઇનેજ કરવું)

त एव हि त्रयो लोकास्त एव त्रय आश्रमाः ।
त एव हि त्रयो वेदास्त एवोक्तास्त्रयोऽग्नयः ॥

અર્થ:--કારણ કે તેજ ત્રણ લોક કહેવાય છે, તેજ ત્રણ આશ્રમો કહેવાય છે, તેજ ત્રણ વેદો કહેવાય છે અને તેજ ત્રણ અગ્નિ કહેવાય છે.

इमं लोकं मातृभक्त्या पितृभक्त्या च मध्यम् ।
गुरुशुश्रूषया त्वेवं ब्रह्मलोकं समश्नुते ॥

અર્થ:—પુરૂષ માતાની ભક્તિ કરવાથી આ લોકને, પિતાની ભક્તિ કરવાથી મધ્યમ લોકને અને ગુરૂભક્તિ કરવાથી બ્રહ્મલોકને પામે છે.

सर्वे तस्यादृता धर्मा यस्यैते त्रय आदृताः ।
अनादृतास्तु यस्यैते सर्वास्तस्याफलाः क्रियाः ॥

અર્થ:—જે એ ત્રણેનો આદરસત્કાર કરે છે, તેણે સર્વનો આદરસત્કાર કર્યો એમ સમજવું અને જે એ ત્રણેનો અનાદર કરે છે, તેની સર્વે ધર્મક્રિયાઓ નિષ્ફળ જાય છે.

यावत्त्रयस्ते जीवेयुस्तावन्नान्यं समाचरेत् ।
तेष्वेव नित्यं शुश्रूषां कुर्यात्प्रियहिते रतः ॥

અર્થ:—જયાંસુધી એ ત્રણે જીવતાં હોય ત્યાંસુધી તેઓની આજ્ઞા વિના પુત્રે કે શિષ્યે બીજા ધર્મો પાળવા નહિં, પરંતુ નિત્ય તેઓનીજ સેવા કરવી અને તેઓનું હિત અને પ્રિય કરવામાં પરાયણ રહેવું.

तेषामनुपरोधेन पारत्र्यं यद्यदाचरेत् ।
तत्तन्निवेदयेत्तेभ्यो मनोवचनकर्मभिः ॥

અર્થઃ—મન, વાણી તથા કાયાથી જે જે પરલોક સંબંધી કર્મ કરવાં તે સર્વ તેમને કચવાવ્યા વિના કરવાં અને તે તે તેમને નિવેદન કરવાં.

## નારી ધર્મ.

पतिशुश्रूषयैव स्त्री सर्वांलोकान्समश्नुते ।
दिवः पुनरिहायाता सुखानामंनुधिर्भवेत् ॥

અર્થઃ—સ્ત્રી પતિની સેવાથીજ બધા ઉત્તમલોક પ્રાપ્ત કરે છે; સ્વર્ગમાંથી મૃત્યુલોકમાં આવીને સુખસાગરનો અનુભવ કરે છે.

श्वश्रूःश्वशुरयोः पादौ तोषयंति पतिव्रता ।
मातापितृपरा नित्यं या नारी सा पतिव्रता ॥

અર્થઃ—સાસુ તથા સસરાના ચરણની સેવા કરી સંતોષ આપનારી સ્ત્રી એજ પતિવ્રતા તેમજ સદા માતાપિતાની સેવા કરનારી જે સ્ત્રી છે, તેજ પતિવ્રતા.

नास्ति स्त्रीणां पृथग्यज्ञो न व्रतं नाप्युपोषणम् ।
पतिं शुश्रूषते येन तेन स्वर्गे महीयते ॥

અર્થઃ—સ્ત્રીઓએ પતિની આજ્ઞા લીધા વિના યજ્ઞ, વ્રત કે ઉપવાસ કરવો નહિ (પરંતુ તેની આજ્ઞા લઇને કરવાં) અને પતિની સેવા કરવી. પતિની સેવા કરવાથી સ્ત્રી સ્વર્ગલોકમાં પૂજાય છે.

सदा प्रहृष्टया भाव्यं गृहकार्ये च दक्षया ।
सुसंस्कृतोपस्करया व्यये चामुक्तहस्तया ॥

અર્થઃ—સ્ત્રીએ સદા અત્યંત આનંદમાં રહેવું, ઘરના કામકાજમાં ચતુરાઈ રાખવી, ઘરની સર્વ સામગ્રીઓને વાળીઝુડીને સાફ રાખવી અને ઘરખર્ચમાં ખુલ્લા હાથથી રહેવું નહિ અર્થાત્ કરકસર કરવી.

न व्रतैर्नोपवासैश्च धर्मेण विविधेन च ।
नारी स्वर्गमवाप्नोति प्राप्नोति पतिपूजनात् ॥

અર્થઃ—વ્રતોથી, ઉપવાસોથી તેમજ વિવિધ ધર્માચરણથી સ્ત્રી સ્વર્ગ પ્રાપ્ત કરતી નથી, કિંતુ સ્ત્રી પતિની સેવા પૂજા કરવાથીજ સ્વર્ગ પ્રાપ્ત કરે છે.

पतिं या नाभिचरति मनोवाग्देहसंयता ।
सा भर्तृलोकमाप्नोति सद्भिः साध्वीति चोच्यते ॥

અર્થઃ—પરપુરૂષનું સ્મરણ ન કરવું તેનું નામ મનઃસંયમ, પોતાના પતિના ગુણો કરતાં બીજાનાં ગુણોનાં વધારે વખાણ ન કરવાં તેનું નામ વાક્‌સંયમ અને પર પુરૂષનો સ્પર્શ ન કરવો તેનું નામ શરીર સંયમ કહેવાય છે. આ ત્રણે પ્રકારના સંયમવાળી જે સ્ત્રી મન, વાણી અને કાયાથી પતિનીજ સેવા કર્યા કરે છે, તે સ્ત્રી પતિલોકમાં જાય છે અને સત્પુરૂષો તેને સાધ્વી–પતિવ્રતા સ્ત્રી કહે છે.

## વિધવા ધર્મ અને વિધવા વિવાહ નિષેધ.

कामं तु क्षपयेद्देहं पुष्पमूलफलैः शुभैः ।
न तु नामापि गृह्णीयात्पत्यौ प्रेते परस्य च ॥

અર્થ:—ઘરમાં ખાવા પીવાના ઉત્તમ પદાર્થો હોય તોપણુ વિધવા સ્ત્રીએ સત્વગુણી ફળફુલનો અલ્પ આહાર કરીને શરીરને ક્ષીણ કરવું તથા પતિના મરી ગયા પછી પરપુરૂષનું નામ સુદ્ધાંત લેવું નહિં; જયાં વિધવા સ્ત્રીને માટે પરપુરૂષનું નામ સુદ્ધાંત લેવાનો નિષેધ કરવામાં આવ્યો છે, ત્યાં પછી વિધવા સ્ત્રીના વિવાહનો નિષેધ હોય તેમાં આશ્ચર્ય શું હોઇ શકે?

आसीतामरणात्क्षांता नियता ब्रह्मचारिणी ।
यो धर्म एकपत्नीनां कांक्षंती तमनुत्तमम् ॥

અર્થ:—એક પતિની સેવા કરીને વરદાન, શાપદાન આદિ અલૌકિક શક્તિ મેળવાની ઇચ્છાવાળી પતિવ્રતા સ્ત્રીએ વિધવા થયા પછી મનની કામનાને શાંત પાડી દેવી, વિધવા સ્ત્રીના નિયમો પાળવા અને મરણુપર્યંત બ્રહ્મચર્ય પાળવું.

मृते भर्तरि या नारी ब्रह्मचर्यव्रते स्थिता ।
सा मृतां लभते स्वर्गं यथा ते ब्रह्मचारिणः ॥

અર્થ:—પતિ મરી ગયા પછી જે પતિવ્રતા સ્ત્રી બ્રહ્મચર્ય પાળીને રહે છે, તે સ્ત્રી મરી ગયા પછી બ્રહ્મચારીઓની પેઠે સ્વર્ગમાં જાય છે.

सकृदंशो निपतति सकृत्कन्या प्रदीयते ।
सकृदाह ददामीति त्रीण्येतानि सतां सकृत् ॥

અર્થ:—ભાઇઓ વચ્ચે બાપની મીલકતનો ભાગ એકવારજ પડે છે, કન્યાદાન પણ એકવારજ કરવામાં આવે છે અને દાન પણ એકવારજ કરવામાં આવે છે. આ ત્રણે બાબતો સારા માણસો એકવારજ કરે છે.

## શ્રાદ્ધ માહાત્મ્ય.

देवपितृकार्याभ्यां न प्रमदितव्यम् ॥

અર્થ:—દેવ તથા પિતૃકાર્ય (શ્રાદ્ધાદિ)માં પ્રમાદ કરવો નહિં.

वसुरुद्रादितिसुता पितरः श्राद्धदेवताः ।
प्रीणयंति मनुष्याणां पितृन्श्राद्धेन तर्पिताः ॥

અર્થ:—શ્રાદ્ધથી તૃપ્ત થયેલા શ્રાદ્ધના દેવતાઓ-વસુરૂદ્ર તથા આદિત્ય આદિ પિતૃગણ, મનુષ્યોના પિતા, પિતામહ આદિને તૃપ્ત, સંતુષ્ટ અને પ્રસન્ન રાખે છે.

आयुः प्रजां धनं विद्यां स्वर्गं मोक्षं सुखानि च ।
प्रयच्छंति तथा राज्यं प्रीता नृणां पितामहाः ॥

અર્થ:—શ્રાદ્ધ વડે તૃપ્ત અને પ્રસન્ન થયેલા પિતામહ આદિ મનુષ્યોને આયુષ્ય, પ્રજા, ધન, વિદ્યા, સ્વર્ગ, મોક્ષ, સુખ તથા રાજ્ય આપે છે.

सर्वशास्त्रार्थगमनं सर्वतीर्थावगाहनम् ।
सर्वयज्ञफलं विंद्याच्छ्राद्धदानान्न संशयः ॥

અર્થ:—શ્રાદ્ધમાં પિંડદાન કરવાથી સર્વશાસ્ત્રના અર્થ જાણવાનું ફળ મળે છે, સર્વ તીર્થોમાં સ્નાન કર્યાનું ફળ મળે છે અને સર્વયજ્ઞો કર્યાનું ફળ મળે છે.

देशे काले च पात्रे च श्रद्धया दीयते च यत् ।
पितृनुद्दिश्य विप्रेभ्यो दत्तं श्राद्धमुदाहृतम् ॥

અર્થ:—દેશકાલ તથા પાત્રમાં પિતૃઓને ઉદ્દેશીને બ્રાહ્મણોને શ્રદ્ધાપૂર્વક જે કંઈ અપાય છે, તે શ્રાદ્ધ કહેવાય છે.

अज्ञानाद्वा प्रमादाद्वा यो मृताहमतिक्रमेत् ।
स याति नरकं घोरं यावदाभूतसंप्लवम् ॥

અર્થ:—અજ્ઞાનથી અથવા પ્રમાદથી જે પુરૂષ પિતૃનું શ્રાદ્ધ કરતો નથી, તે પ્રલયપર્યંત ઘોર નરકમાં નિવાસ કરે છે.

### પરદેશ ગમન નિષેધ.

द्विजस्याब्धौ तु नौयातुः शोधितस्याप्यसंग्रहः ॥

અર્થ:—સમુદ્રમાં નૌકાગમન કરનાર પ્રાયશ્ચિત્તથી શુદ્ધ થયા છતાં જ્ઞાતિ તેનો સ્વીકાર કરશે નહિં.

यस्मिन्प्रवेशमात्रेण स्वधर्माच्च्यवते नरः ।
तस्माद्वै नैव गंतव्यं म्लेच्छदेशं कथंचन ॥

અર્થ:—મ્લેચ્છ દેશમાં પ્રવેશ કરવા માત્રથી મનુષ્ય સ્વધર્મચ્યુત થાય છે, તેથી મ્લેચ્છ દેશમાં મનુષ્યે કોઇ રીતે પણ જવું નહિં.

### જન્મથીજ જાતિસિદ્ધિ.

सर्वस्यास्य तु सर्गस्य गुप्त्यर्थं स महाद्युतिः ।
मुखबाहूरुपज्जानां पृथक्कर्माण्यकल्पयत् ॥

અર્થ;—તે મહાતેજસ્વી એવા પરમાત્માએ આ સર્વ સૃષ્ટિની રક્ષા માટે મુખ, બાહુ, સાથળ અને ચરણ એ ચાર અવયવોમાંથી ઉત્પન્ન થયેલા બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રને માટે જુદાં જુદાં કર્મો નિર્માણ કર્યાં છે. (પ્રથમ વર્ણસૃષ્ટિ થયેલ છે અને ત્યાર પછીજ કર્મ નિર્માણ થયેલ છે, જેથી જાતિ જન્મથીજ સિદ્ધ છે, કર્મથી નહિં.)

**ब्राह्मणक्षत्रियविशां शूद्राणां च परंतप।**
**कर्माणि प्रविभक्तानि स्वभावप्रभवैर्गुणैः॥**

અર્થ:—હે પરંતપ! બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રનાં કર્મો સ્વભાવથી ઉપજેલા ગુણો વડે પૃથક્ પૃથક્ નિર્માણ કરવામાં આવ્યાં છે- (આ શ્લોકથી પણ સિદ્ધ થાય છે કે પ્રથમ વર્ણની ઉત્પત્તિ થયેલ છે અને તદનંતર તે તે વર્ણોને ઉચિત કર્મોનો નિર્દેશ થયેલ છે; જેથી જાતિ જન્મથીજ સિદ્ધ છે, કર્મથી નહિં.)

**सति मूले तद्विपाको जात्यायुर्भोगः॥**

અર્થ:—પ્રારબ્ધ, સર્વકર્મનાં મૂલમાં રહેનાર હોવાથી જીવને પ્રારબ્ધ કર્મનાં ફલરૂપ જાતિ, આયુ, તથા ભોગ આ ત્રણ વસ્તુઓ પ્રાપ્ત થાય છે. આ યોગ દર્શનના સૂત્રના ભાવાર્થથી જાતિ જન્મથીજ સિદ્ધ થાય છે.

**चातुर्वर्ण्यं मया सृष्टं गुणकर्मविभागशः॥**

અર્થ:—સત્વ, રજ તથા તમ આ ત્રણ ગુણો તેમજ પૂર્વ કર્માનુસાર ચારે વર્ણની સૃષ્ટિ મેં કરી છે. આ શ્લોકના ભાવથી પણ સિદ્ધ થાય છે કે સત્સંગ ત્રિગુણ તથા પૂર્વ કર્માનુસાર જીવનો જન્મ બ્રાહ્મણ આદિ યોનિમાં થાય છે, જેથી જન્મથીજ જાતિની સિદ્ધિ છે, કર્મથી નહિં.

### મૂર્તિપૂજા.

**ब्रह्माणं शंकरं सूर्यं तथैव मधुसूदनम्।**
**अन्यांश्चाभिमतान्देवान्भक्त्या चाक्रोधनो नरः।**
**स्तोत्रैर्मन्त्रैरर्चयेन्नित्यं पत्रैः पुष्पैस्तथांबुभिः॥**

અર્થઃ—બ્રહ્માની, શંકરની, સૂર્યની, વિષ્ણુની તથા અન્ય ઇષ્ટ દેવતાઓની, મનુષ્ય ભક્તિથી ક્રોધરહિત થઇને તે તે દેવોના મંત્રોદ્વારા પત્ર, પુષ્પ તથા જલથી નિત્ય પૂજા કરે.

यो मोहादथवालस्यादकृत्वा देवतार्चनम् ।
भुंक्ते स याति नरकं सूकरेष्वभिजायते ॥

અર્થઃ—જે મનુષ્ય મોહથી અથવા આલસથી દેવતાનું પૂજન કર્યા વિના ભોજન કરે છે, તે નરકમાં જાય છે અને સૂકરની (ભુંડ) યોનિમાં જન્મે છે.

मैत्रं प्रसाधनं स्नानं दंतधावनमंजनम् ।
पूर्वाह्ण एव कुर्वीत देवतानां च पूजनम् ॥

અર્થઃ—મલત્યાગ, કેશ સાફ રાખવા, દાતણ કરવું, અભ્યંગ કરવું, સ્નાન કરવું, તથા દેવોની પૂજા કરવી, આ બધાં કાર્યો પ્રથમ પ્રહરમાંજ કરવાં.

## અભક્ષ્ય ભક્ષણ નિષેધ.

लशुनं गृंजनं चैव पलांडुं कवकानि च ।
अलक्ष्याणि द्विजातीनाममेध्यप्रभवाणि च ॥

અર્થઃ—લસણ, ગાજર, ડુંગળી, મીંદડાનીબળી તથા અપવિત્ર ખાતરથી ઉત્પન્ન થયેલા પદાર્થો દ્વિજવર્ણોને ખાવા યોગ્ય નથી.

नाकृत्वा प्राणिनां हिंसां मांसमुत्पद्यते क्वचित् ।
न च प्राणिवधः स्वर्ग्यस्तस्मान्मांसं विवर्जयेत् ॥

અર્થઃ—પ્રાણિઓની હિંસા કર્યા વિના કદી પણ માંસ ઉત્પન્ન થતું નથી, તેમ પ્રાણીનો વધ કરવાથી સ્વર્ગ પણ મળતું નથી માટે દ્વિજ વર્ણે માંસ ભક્ષણ કરવું નહિ.

शूद्रान्नरसपुष्टस्य दित्सोरपि च नित्यशः ।
जपतो जुह्वतो वापि गतिरुर्ध्वा न विद्यते ॥

અર્થ:—શૂદ્રના અન્નના રસથી પુષ્ટ થયેલો મનુષ્ય નિત્યદાન આપતો હોય તોપણ, જપ કરતો હોય તોપણ, હોમ કરતો હોય તોપણ તેની ઉત્તમ ગતિ થતી નથી.

राजान्न तेज आदत्ते शूद्रान्न ब्रह्मवर्चसम् ।
आयु सुवर्णकारान्नं यशश्चर्मावकृतिनः ॥

અર્થ:—રાજાનું અન્ન તેજ હરી લે છે, શૂદ્રનું અન્ન બ્રહ્મવર્ચસ હરી લે છે, સોનીનું અન્ન આયુષ્યને હરી લે છે અને ચમારનું અન્ન કીર્તિને હરી લે છે.

न सुरां पिबेत् ॥

અર્થ:—સુરાપાન કરવું નહિ.

न कलंजं भक्षयेत् ॥

અર્થ:—જનાવરનું માંસ ખાવું નહિ.

### સજ્જન સ્વભાવ.

पिबंति नद्यः स्वयमेव नांभः स्वयं न खादंति फलानि वृक्षाः ।
नादंति सस्यं खलु वारिवाहा परोपकाराय सतां विभूतयः ॥

અર્થ:—નદીઓ પોતે પોતાનું જલ પીતી નથી, વૃક્ષો પોતે પોતાનાં ફળો ખાતાં નથી, અને મેઘ પોતે પોતાવડે ઉગેલું અનાજ ખાતો નથી માટે સત્પુરૂષોની વિભૂતિઓ પારકાના ઉપકાર માટેજ હોય છે.

रत्नाकरः किं कुरुते स्वरत्नैर्विंध्याचलः किं करिभि करोति।
श्रीखंडखंडैर्मलयाचलः किं परोपकाराय सतां विभूतयः ॥

અર્થ:—સમુદ્ર પોતે પોતાનાં રત્નોથી શું કરે છે? અર્થાત્ તે કંઇ પોતાના રત્નોનો ઉપયોગ કરતો નથી, વિંધ્યાચલ પર્વત હાથીઓથી શું કરે છે? અર્થાત્ તેના હાથીઓનો બીજા ઉપયોગ કરે છે, મલયાચલ પર્વત ચંદન વડે શું કરે છે? અર્થાત્ તેના ચંદનનો બીજા ઉપયોગ કરે છે, માટે સત્પુરૂષોની વિભૂતિઓ પારકાના ઉપકાર માટેજ છે.

અંત્યજો ઉત્તમજાતિનો સ્પર્શ કરે તો તેને અધમયોનિની પ્રાપ્તિ.

अमत्याप्यंत्यजो जातिमुत्कृष्टां स्पृशते यदि ।
देहं त्यक्त्वाविलंबेन हीनयोर्नि प्रयाति सः ॥

અર્થ:—અંત્યજ અબુદ્ધિપૂર્વક પણ જો ઉત્તમજાતિનો સ્પર્શ કરે તો મરણ પછી તેનો જન્મ સત્વર નિકૃષ્ટ યોનિમાં થાય છે.

अस्पृश्यः खलु चांडालः श्रेष्ठवर्ण स्पृशेद्यदि ।
अज्ञानादपि लोकेऽस्मिन्प्रेत्य स्थावरतां व्रजेत् ॥

અર્થ:—અસ્પૃશ્ય–ચાંડાલ આ લોકમાં અબુદ્ધિપૂર્વક પણ જો ઉચ્ચ વર્ણનો સ્પર્શ કરે તો તે ચાંડાલ મરણ પશ્ચાત્ સ્થાવર યોનિમાં જન્મ લે છે.

## षोडश संस्कार.

गर्भाधान, पुंसवन, सीमंतोन्नयन, जातकर्म, नामकरण, अन्नप्राशन, चूडाकरण, उपनयन, ब्रह्मव्रत, वेदव्रत, समावर्तन, उद्वाह, अग्न्याधान, दीक्षा, महादीक्षा, संन्यास.

गर्भाष्टमेऽब्दे कुर्वीत ब्राह्मणस्योपनायनम् ।
गर्भादेकादशे राज्ञो गर्भात्तु द्वादशे विशः ॥

અર્થ:--બ્રાહ્મણજાતિના બાળકને ગર્ભમાં અવતરે ત્યારથી અથવા તો જન્મ થાય ત્યારથી અગીયારમે વર્ષે અને વૈશ્યજાતના બાળકને ગર્ભમાં અવતરે ત્યારથી અથવા તો જન્મ થાય ત્યારથી બારમે વર્ષે ઉપનયન સંસ્કાર કરવો.

आषोडशाद्ब्राह्मणस्य सावित्री नातिवर्तते ।
आद्वाविंशात्क्षत्रबंधोराचतुर्विंशतेर्विशः ॥

અર્થ।--સોળ વર્ષ પછી બ્રાહ્મણને, બાવીશ વર્ષ પછી ક્ષત્રિયને અને ચોવીશ વર્ષ પછી વૈશ્યને ઉપનયન સંસ્કારનો સમય વીતી જાય છે.

सत्येन लभ्यस्तपसा ह्येष आत्मा ।
सम्यग्ज्ञानेन ब्रह्मचर्येण नित्यम् ॥

અર્થ:--સત્ય, તપસ્યા, જ્ઞાન તથા બ્રહ્મચર્ય દ્વારા આત્માની ઉપલબ્ધિ થાય છે.

यदक्षरं वेदविदो वदंति विशंति यद्यतयो वीतरागाः ।
यदिच्छंतो ब्रह्मचर्यं चरंति तत्ते पदं संग्रहेण प्रवक्ष्ये ॥

અર્થ:--વેદને જાણનારા જેને અક્ષરપુરૂષ કહે છે, રાગરહિત સંન્યાસીઓ જેમાં પ્રવેશ કરે છે, જેને પ્રાપ્ત કરવાની ઇચ્છા રાખનારા બ્રહ્મચર્ય પાળે છે તે પદ હું તને સંક્ષેપમાં કહું છું.

ब्रह्मचर्य प्रतिष्ठायां वीर्यलाभः ॥

અર્થઃ--બ્રહ્મચર્ય પાળવાથી વીર્યલાભ થતાં અદ્ભુત શક્તિ પ્રાપ્ત થાય છે.

मरणं बिंदुपातेन जीवनं बिंदुधारणात् ॥

અર્થઃ--વીર્યનાશથી મનુષ્યનું મૃત્યુ થાય છે અને વીર્યધારણથી મનુષ્યનું જીવન સુરક્ષિત રહે છે.

ब्रह्मचर्यं सदा रक्षेदष्टधा मैथुनं स्मृतम् ।
स्मरणं कीर्तनं केलिः प्रेक्षणं गुह्यभाषणम् ॥
संकल्पोऽध्यवसायश्च क्रियानिष्पतिरेव च ।
एतन्मैथुनमष्टांगं प्रवदंति मनीषिणः ॥

અર્થઃ--સ્મરણ, કીર્તન, કેલિ, દર્શન, ગુપ્તવાત, સંકલ્પ, ચેષ્ટા તથા ક્રિયાસમાપ્તિ આ મૈથનનાં આઠ પ્રકાર છે. આથી વિપરીત આઠ પ્રકારનું બ્રહ્મચર્ય છે, એમ બુદ્ધિમાન પુરૂષો કહે છે. માટે બ્રહ્મચર્યનું સદા પાલન કરવું.

पूर्वां संध्यां जपंस्तिष्ठेत्सावित्रीमार्कदर्शनात् ।
पश्चिमां तु समासीनः सम्यगृक्षविभावनात् ॥

અર્થઃ--પ્રાતઃકાળની સંધ્યા સમયે સૂર્યનાં દર્શન થાય ત્યાં સુધી ઉભાં ઉભા ગાયત્રીનો જપ કર્યા કરવો અને સાયંકાળની સંધ્યા વખતે નક્ષત્રો દેખાય ત્યાં સુધી બેઠાં બેઠાં ગાયત્રીનો જપ કર્યા કરવો.

अग्नींधनं भैक्षचर्यामधःशय्यां गुरोर्हितम् ।
आसमावर्तनात्कुर्यात्कृतोपनयनो द्विजः ॥

અર્થઃ—બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્યે જનોઇ લીધા પછી સમાવ-

ત ન નામનો સંસ્કાર કરતાં સુધી ગુરૂને ઘેરથી સમિધ એકઠાં કરવાં, ભિક્ષા માગી લાવવી, ભૂમિપર સુવું અને ગુરૂનું હિત (સેવા) કરવી.

वेदमेव सदाभ्यस्येत्तपस्तप्स्यन्द्विजोत्तमः ।
वेदाभ्यासो हि विप्रयुस्य तपः परमिहोच्यते ॥

અર્થઃ—ઉત્તમ દ્વિજવર્ણના પુરૂષને તપ કરવાની ઇચ્છા હોય તો તેણે સદા વેદનોજ સ્વાધ્યાય કર્યો કરવો, કારણ કે આ લોકમાં વેદનો સ્વાધ્યાય કરવો એ બ્રાહ્મણનું પરમ તપ કહેવાય છે.

योऽनधीत्य द्विजो वेदमन्यत्र कुरुते श्रमम् ।
स जीवनेव शूद्रत्वमाशु गच्छति सान्वयः ॥

અર્થઃ—જે બ્રાહ્મણ વેદ નહિં ભણતાં બીજાં શાસ્ત્રો ભણવાનો પ્રયત્ન કરે છે, તે જીવતાંજ પુત્ર પૌત્રાદિક વંશજોની સાથેજ તુરત શૂદ્રપણાને પામે છે.

नित्यं स्नात्वा शुचिः कुर्याद्देवर्षिपितृतर्पणम् ।
देवताभ्यर्चनं चैव समिदाधानमेव च ॥

અર્થઃ—નિત્ય સ્નાન કરી, શુદ્ધ થઇને દેવતા, ઋષિ તથા પિતૃઓનું તર્પણ કરવું, દેવતાનું પૂજન કરવું તથા વનમાંથી અગ્નિનાં કાષ્ઠો લાવીને અગ્નિહોત્રના કુંડમાં હોમવાં

आसमाप्तः शरीरस्य यस्तु शुश्रूषते गुरुम् ।
स गच्छत्यंजसा विप्रो ब्रह्मणः सद्म शाश्वतम् ॥

અર્થઃ—જે નૈષ્ઠિક બ્રહ્મચારી દેહ પડતાં સુધી ગુરૂની સેવા કરે છે તે કલેશવિના પરમાત્માના સનાતન ધામમાં જાય છે.

ब्रह्मचर्यं परि समाप्य गृही भवेत् । गृही भूत्वा वनी भवेत् । वनी भूत्वा प्रव्रजेत् ।

यदि वेतरथा ब्रह्मचर्यादेव प्रव्रजेद् गृहाद्वा वनाद्वा ।

यदहरेव विरजेत्तदहरेव प्रव्रजेत् ॥

અર્થઃ—બ્રહ્મચર્યાશ્રમ સમાપ્ત કરી ગૃહાસ્થમી થવું, ગૃહસ્થી થઇ વાનસ્થાશ્રમી થવું, વાનપ્રસ્થાશ્રમી થઇ સંન્યાસી થવું, અથવા બ્રહ્મચર્યાશ્રમ પછી સંન્યાસાશ્રમ ગ્રહણ કરવો; અથવા ગૃહાસ્થાશ્રમ પછી અથવા વાનપ્રસ્થાશ્રમ પછી સંન્યાસાશ્રમ ગ્રહણ કરવો; અથવા જે સમયે વૈરાગ્યનો ઉદય થાય તે સમયથી સંન્યાસાશ્રમ ગ્રહણ કરવો.

वेदानधीत्य वेदौवा वेदंवापि यथाक्रमम् ।

अविप्लुतब्रह्मचर्यो गृहस्थाश्रममावसेत् ॥

અર્થઃ—બ્રહ્મચારીએ પોતાના બ્રહ્મચર્ય વ્રતને અખંડ રીતે પાળીને અનુક્રમે ત્રણ વેદોનું બે વેદોનું અથવા તો એક વેદનું અધ્યયન કર્યાં પછી ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરવો.

## ગૃહસ્થાશ્રમ.

गुरुणानुमतः स्नात्वा समावृतो यथाविधि ।

उद्वहेत द्विजो भार्यां सवर्णां लक्षणान्विताम् ॥

અર્થઃ—વેદાધ્યયન માટે આરંભેલું વ્રત સમાપ્ત કર્યાં પછી દ્વિજવર્ણના શિષ્યે ગુરૂની અનુમતિ લઈ, પોતાને ઘેર આવી, પોતાના ગૃહ્યસૂત્રમાં કહેલા વિધિ પ્રમાણે સ્નાન અને સમાવર્તન કરીને પોતાની જાતિની શુભ લક્ષણવાળી કન્યાને પરણવી.

संतुष्टो भार्यया भर्ता भर्त्रा भार्या तथैव च ।
यस्मिन्नेव कुले नित्यं कल्याणं तत्र वै ध्रुवम् ॥

અર્થ:—જે કુલમાં ભર્તા ભાર્યાથી અને ભાર્યા ભર્તાથી સંતુષ્ટ રહે છે, તે કુળનું ખરેખર કલ્યાણ થાય છે.

पंचसूना गृहस्थस्य चुल्ली पेषण्युपस्करः ।
कंडनी चोदकुंभश्च बध्यते यास्तु वाहयन् ॥

અર્થ:—ગૃહસ્થનાં ઘરમાં પાંચ હિંસાનાં સ્થાનો છે; જેમકે ચૂલો, ઘંટી, સાવરણી, ખાંડણીયો અને સાંબેલું, તથા પાણીયારૂં આ વસ્તુઓનો ઉપયોગ કરનાર ગૃહસ્થ પાપથી બંધાય છે.

तासां क्रमेण सर्वासां निष्कृत्यर्थं महर्षिभिः ।
पंच क्लृप्ता महायज्ञाः प्रत्यहं गृहमेधिनाम् ॥

અર્થ:—તે સર્વ હિંસાઓના પ્રાયશ્ચિત્તમાટે મહર્ષિઓએ ગૃહસ્થાશ્રમીઓ માટે ક્રમે કરીને નિત્ય પાંચયજ્ઞો નિર્માણ કર્યા છે.

पंचैतान्यो महायज्ञान्न हापयति शक्तितः ।
स गृहेऽपि वसन्नित्यं सूनादोषैर्न लिप्यते ॥

અર્થ:—જે ગૃહસ્થ શક્તિ પ્રમાણે આ પાંચ મહાયજ્ઞ કરે છે, તે ગૃહસ્થ ઘરમાં રહેવા છતાં પણ નિત્ય હિંસાના દોષોથી લેવાતો નથી.

ऋतुकालाभिगामी स्यात्स्वदारनिरतः सदा ॥

અર્થ:—પુરૂષે ઋતુકાલ પ્રાપ્ત થાય ત્યારે પોતાની સ્રી સાથે ગમન કરવું જ, સદા પોતાની સ્રીને વિષેજ પરાયણ રહેવું.

यथा वायुं समाश्रित्य वर्तंते सर्वजंतवः ।
तथा गृहस्थमाश्रित्य वर्तंते सर्वे आश्रमाः ॥

અર્થ:—જેમ સર્વ પ્રાણીઓ પ્રાણવાયુનો આશ્રય કરીને જીવે છે તેમ સર્વ આશ્રમો ગૃહસ્થાશ્રમનો આશ્રય કરીને જીવે છે.

यस्मात्त्रयोऽप्याश्रमिणो ज्ञानेनान्नेन चान्वहम् ।
गृहस्थेनैव धार्यंते तस्माज्ज्येष्ठाश्रमो गृही ॥

અર્થ:—જે કારણથી ગૃહસ્થજ નિત્ય વિદ્યાનું તથા અન્નનું દાન આપીને ત્રણ આશ્રમીઓને ટકાવી રાખે છે, તેથી ગૃહસ્થાશ્રમી પુરૂષ અન્ય આશ્રમીઓ કરતાં શ્રેષ્ઠ ગણવામાં આવે છે.

संध्या स्नानं जपो होमः स्वाध्यायो देवतार्चनम् ।
वैश्वदेवातिथेयं च षट् कर्माणि दिने दिने ॥

અર્થ:—સ્નાન અને સંધ્યોપાસન, જપ, હોમ, સ્વાધ્યાય, દેવતાર્ચન અને વૈશ્વદેવ તથા અતિથિ સત્કાર—આ છ કર્મો ગૃહસ્થે પ્રતિદિન કરવાં.

सत्यं ब्रूयात्प्रियं ब्रूयान्न ब्रूयात्सत्यमप्रियम् ।
प्रियं च नानृतं ब्रूयादेष धर्मः सनातनः ॥

અર્થ:—સત્ય બોલવું અને તે પણ પ્રિય બોલવું કિંતુ અપ્રિય એવું સત્ય બોલવું નહિં. તેમ પ્રિય લાગે એવું અસત્ય પણ બોલવું નહિં, આ સનાતન ધર્મ છે.

वेदाभ्यासेन सततं शौचेन तपसैव च ।
अद्रोहेण च भूतानां जातिं स्मरति पौर्विकीम् ॥

અર્થ:—વેદનો નિત્ય પાઠ કરવાથી, બાહ્ય તથા આભ્યંતર

શુદ્ધિથી, તપથી તથા પ્રાણીઓનો અદ્રોહ કરવાથી મનુષ્યને પૂર્વ જન્મનું જ્ઞાન થાય છે.

अभिवादयद्वृद्धांश्च दद्याच्चैवासनं स्वकम् ।
कृतांजलिरुपासीत गच्छतः पृष्ठतोऽन्वियात् ॥

અર્થઃ—વૃદ્ધ પુરૂષો પોતાના ઘરે આવે ત્યારે તેઓને પ્રણામ કરવા, બેસવા માટે પોતાનું આસન આપવું, બે હાથ જોડીને વૃદ્ધ પુરૂષોની પાસે બેસવું તથા તેઓ જાય ત્યારે તેમની પછવાડે વળાવવા માટે જવું.

श्रुतिस्मृत्युदितं सम्यङ्निबद्धं स्वेषु कर्मसु ।
धर्ममूलं निषेवेत सदाचारमतंद्रितः ॥

અર્થઃ—ગૃહસ્થે આલસ્યનો પરિત્યાગ કરીને શ્રુતિમાં અને સ્મૃતિમાં કહેલો તથા અધ્યયન વિગેરે પોતાનાં નિત્યત્વના અંગરૂપે રહેલો, ધર્મનાં મૂળરૂપ ગણાતો સદાચાર પાળવો.

येनास्य पितरो याता येन याताः पितामहाः ।
तेन यायात्सतां मार्गं तेन गच्छन्न रिष्यते ॥

અર્થઃ—જે સન્માર્ગે પોતાના બાપદાદાઓ ચાલતા આવેલા હોય તેવા સન્માર્ગમાં આચરણ કરવું. તે પ્રમાણે આચરણ કરવાથી પુરૂષ અધર્મવડે નાશ પામતો નથી.

यमान्सेवेत सततं न नित्यं नियमान्बुधः ।
यमान्पतत्यकुर्वाणो नियमान्केवलान्भजन् ॥

અર્થઃ—વિદ્વાન્ ગૃહસ્થે નિત્ય નિયમોજ પાળી બેસી રહેવું નહિં, કંતુ યમોને પણ નિત્ય પાળવા. જે ગૃહસ્થ યમોને પાળતો નથી પરંતુ કેવળ નિયમોનેજ પાળ્યા કરે છે, તે ગૃહસ્થને પાપ લાગે છે.

महर्षिपितृदेवानां गत्वानृण्यं यथाविधि ।
पुत्रे सर्वं समासज्य वसेन्माध्यस्थ्यमाश्रितः ॥

અર્થ:—શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે ગૃહસ્થે મહર્ષિઓ, પિતૃઓ અને દેવોના ઋણમાંથી મુક્ત થઇ પુત્ર ઉપર ઘરનો સર્વ ભાર મુકીને હું કોઇનો નથી અને મારૂં કોઇ નથી, આવી ઉદાસીન વૃત્તિથી જીવન ગાળવું.

एकाकी चिंतयेन्नित्यं विविक्ते हितमात्मनः ।
एकाकी चिंतयानो हि परं श्रेयोऽधिगच्छति ॥

અર્થ:—એકાંતમાં એકલાં બેસીને નિત્ય આત્માના હિતનું ચિંતન કર્યા કરવું, કારણ કે એકલો એકાંતમાં બેસીને આત્મતત્ત્વનું ચિંતન કરનારો ગૃહસ્થ શ્રેય (મોક્ષ) ને મેળવે છે.

### વાનપ્રસ્થાશ્રમ.

एवं गृहाश्रमे स्थित्वा विधिवत्स्नातको द्विजः ।
वने वसेत्तु नियतो यथावद्विजितेंद्रियः ॥

અર્થ:—ઉપર કહ્યા પ્રમાણે સ્નાતક દ્વિજે ગૃહસ્થાશ્રમમાં રહી, નિયમ પાળીને યથાર્થ રીતે ઇંદ્રિયોને જીતવી અને પછી વનમાં જઇને નિવાસ કરવો.

गृहस्थस्तु यदा पश्येद्वलीपलितमात्मनः ।
अपत्यस्यैव चापत्यं तदारण्यं समाश्रयेत् ॥

અર્થ—ગૃહસ્થ જયારે પોતાના શરીરની ચામડીને શિથિલ અને માથાના કેશને ધોળા જુએ તથા પુત્રના પુત્રને જુએ ત્યારે તેણે વનમાં વાસ કરવો અર્થાત્ વાનપ્રસ્થ થવું.

संत्यज्य ग्राम्यमाहारं सर्वं चैव परिच्छदम् ।
पुत्रेषु भार्यां निक्षिप्य वनं गच्छेत्सहैव वा ॥

અર્થઃ—પુરૂષે ગામના અન્નાદિ આહારનો તથા ઘરના સર્વ સામાનનો ત્યાગ કરી દઇ સ્ત્રી પુત્રોને સોંપી દઇ અથવા તો તેને સાથે લઇ વનમાં જવું.

मुन्यन्नैर्विविधैर्मेध्यैः शाकमूलफलेन वा ।
एतानेव महायज्ञान्निर्वपेद्विधिपूर्वकम् ॥

અર્થઃ—જાતજાતનાં પવિત્ર એવાં શ્યામા આદિ મુનિ અન્નો, શાક, અથવા તો ફળવડે પૂર્વે કહેલાં પાંચ યજ્ઞો વિધિ પૂર્વક કરવા.

वसीत चर्म चीरं वा सायं स्वायात्मगे तथा ।
जटाश्च बिभृयान्नित्यं श्मश्रुलोमनखानि च ॥

અર્થઃ—ચામડાં અથવા વલ્કલનાં વસ્ત્ર પહેરવાં, પ્રભાતમાં તથા સાયંકાલે સ્નાન કરવું, માથે જટા ધારણ કરવા અને સદા મૂછ ડાઢીના વાળ અને નખ વધારવા.

उपस्पृशंस्त्रिषवणं पितृन्देवाश्च तर्पयेत् ।
तश्चरंश्चोग्रतरं शोषयेद्देहमात्मनः ॥

અર્થ—ત્રણ વખત સ્નાન કરવું, દેવોને અને પિતૃઓને વૈશ્વદેવ તથા શ્રાદ્ધવડે તૃપ્ત કરવા, તથા ભયંકર તપ કરીને પોતાના શરીરને શોષવું.

अग्नीनात्मनि वैतानान्समारोप्य यथाविधि ।
अनग्निरनिकेतः स्यान्मुनिर्मूलफलाशनः ॥

અર્થ—શાસ્ત્રમાં કહેલા વિધિ પ્રમાણે વિતાન સંબંધી અગ્નિનું પોતાને વિષે સમારોપણ કરીને ગ્રામનો અને ઘરનો પરિત્યાગ કરવો, મૌન રહેવું અને મૂળનો તથા ફળનો આહાર કરવો.

अप्रयत्नः सुखार्थेषु ब्रह्मचारी धराशयः ।
शरणेष्वममश्चैव वृक्षमूलनिकेतनः ॥

અર્થ—સુખ આપનારી વસ્તુઓ મેળવવા માટે પ્રયત્ન કરવો નહિં, બ્રહ્મચર્યવ્રત પાળવું, ધરતીપર શયન કરવું, ઘરબાર આદિ આશ્રમસ્થાનપર મમતા રાખવી નહિં અને ઝાડના મૂળ નીચે નિવાસ કરી રહેવું.

एताश्चान्याश्च सेवेत दीक्षा विप्रो वने वसन् ॥
विविधाश्चौपनिषदीरात्मसंसिद्धये श्रुतीः ॥

અર્થ—વાનપ્રસ્થે અરણ્યમાં રહીને આ અને અન્ય નિયમોને પાળવા તથા આત્મજ્ઞાનની સિદ્ધિ માટે ભિન્નભિન્ન ઉપનિષદ્‌ની શ્રુતિઓનો અભ્યાસ કરવો.

वनेषु च विहृत्यैवं तृतीयं भागमायुषः ।
चतुर्थमायुषो भागं त्यक्त्वा संगान्परिव्रजेत् ॥

અર્થ—આ રીતે આયુષ્યના ત્રીજા ભાગને વનમાં પસાર કરીને આયુષ્યના ચોથા ભાગમાં સર્વ વિષયોનો સંગ તજી સંન્યાસ ધારણ કરવો.

## સંન્યાસાશ્રમ.

आश्रमादाश्रमं गत्वा हुतहोमो जितेंद्रियः ।
भिक्षाबलिपरिश्रांतः प्रव्रजन्प्रेत्य वर्धते ॥

અર્થ—એક આશ્રમમાંથી બીજા આશ્રમમાં જઇને, અર્થાત્

બ્રહ્મચર્યાશ્રમમાં ઇંદ્રિયોનો નિગ્રહ કરીને તથા ભિક્ષા માગીને, ગૃહસ્થાશ્રમમાં વૈશ્વદેવ, બલિ આદિ આપ્યા પછી ભિક્ષા તથા બલિથી શ્રમિત થયેલો વાનપ્રસ્થ છેવટે સંન્યાસ લેછે, તો મૃત્યુ પછી મુક્તિ પામે છે.

ऋणानि त्रीण्यपाकृत्य मनो मोक्षं निवेशयेत् ।
अनपाकृत्य मोक्षं तु सेवमानो व्रजत्यधः ॥

અર્થ—દેવ, ઋષિ અને પિતૃ એ ત્રણનાં ઋણને દૂર કરીને મનને મોક્ષ વિષે જોડવું અર્થાત્ સંન્યાસ ગ્રહણ કરવો. પરંતુ દેવ, ઋષિ તથા પિતૃઓના ઋણથી મુક્ત થયા વિના બ્રાહ્મણ જે મોક્ષનું સેવન કરે છે અર્થાત્ સંન્યાસ ગ્રહણ કરે છે તો તેની અધોગતિ થાય છે.

प्राजापत्यां निरुप्येष्टिं सर्ववेदसदक्षिणाम् ।
आत्मन्यग्नीन्समारोप्य ब्राह्मणः प्रव्रजेद्गृहात् ॥

અર્થ—પ્રાજાપત્ય નામની ઇષ્ટિ કરીને તેમાં સર્વ ધન દક્ષિણામાં આપી દેવું અને પછી તે અગ્નિનો આત્મામાં સમાવેશ કરીને બ્રાહ્મણે ઘરમાંથી અરણ્યમાં જઇ સંન્યાસ ગ્રહણ કરવો.

यो दत्वा सर्वभूतेभ्यः प्रव्रजत्यभयं गृहात् ।
तस्य तेजोमया लोका भवन्ति ब्रह्मवादिनः ॥

અર્થ—જે બ્રહ્મવાદી પુરૂષ સ્થાવર તથા જંગમ એમ સર્વ પ્રાણીઓને અભય આપીને ગૃહસ્થાશ્રમમાંથી સંન્યાસાશ્રમ સ્વીકારે છે, તે બ્રહ્મવાદી પુરૂષને તેજોમય એવા હિરણ્યગર્ભના લોકો મળે છે.

यस्मादण्वपि भूतानां द्विजान्नोत्पद्यते भयम् ।
तस्य देहाद्विमुक्तस्य भयं नास्ति कुतश्चन ॥

અર્થ—જે બ્રાહ્મણથી પ્રાણીઓને અણુમાત્ર ભય ઉત્પન્ન થતો નથી, તેના દેહથી મુક્ત થયેલા બ્રાહ્મણને કોઇપણ ઠેકાણેય ભય થતો નથી.

आगादभिनिष्क्रांतः पवित्रोपचितो मुनिः ।
समुपोढेषु कामेषु निरपेक्षः परिव्रजेत् ॥

અર્થ—સંન્યાસીએ ઘરમાંથી બહાર નીકળીને વનમાં જવું, દંડ, કમંડલુ આદિ પવિત્ર વસ્તુઓને સાથે રાખવી, મૌન રાખવું, કોઇ કામના પરિપૂર્ણ કરનારા ઉત્તમ વૈભવો પાસે લાવીને મુકે તોપણ તેના પર સ્પૃહા કરવી નહિં. પુત્રાદિ સમીપમાં આવે તોપણ તેના તરફ સ્નેહ દષ્ટિથી જોવું નહિં, તેની સાથે બેસવું નહિ તથા વાતચીત પણ કરવી નહિ.

नाभनंदेत मरणं नाभिनंदेत जीवितम् ।
कालमेव प्रतीक्षेत निर्देशं भृतको यथा ॥

અર્થ—મરણની પણ ઇચ્છા કરવી નહિં, તેમ જીવવાની પણ ઇચ્છા કરવી નહિ; પરંતુ પગારદાર ચાકર જેમ ધણીનીજ આજ્ઞાને પાળ્યા કરે છે, તેમ કાળની આજ્ઞાને પાળ્યા કરવી અર્થાત્ જે જે બને તેને સહન કર્યા કરવું.

अतिवादांस्तितिक्षेत नावमन्येत कंचन ।
न चेमं देहमाश्रित्य वैरं कुर्वीत केनचित् ॥

અર્થ—કોઇ મનુષ્ય શાસ્ત્ર વિરૂદ્ધ વાદ કરતો હોય તો તેને સહન કરવો, કિંતુ તેની ઉપર ક્રોધ કરવો નહિ, કોઇનું પણ

અપમાન કરવું નહિં તથા વ્યાધિના ગૃહરૂપ અને અસ્થિર એવા આ દેહ માટે કોઈની સાથે વેર પણ કરવું નહિં.

अध्यात्मरतिरासीनो निरपेक्षो निरामिषः ।
आत्मनैव सहायेन सुखार्थी विचरेदिह ॥

અથ —આત્મજ્ઞાનપર પ્રીતિ રાખવી, યોગનાં આસનોવાળીને બેસવું, દંડ કમંડલુપર મમત્વ રાખવું નહિં, વિષયોની ઇચ્છા રાખવી નહિં કિંતુ સંન્યાસીએ પોતાની સહાયતાથીજ મોક્ષ સુખ માટે આ જગત્‌માં વિચરવું.

न चोत्पातनिमित्ताभ्यां न नक्षत्रांगविद्यया ।
नानुशाशनवादाभ्यां भिक्षां लिप्सेत कर्हिचित् ॥

અર્થ—ઉત્પાતો કહીને, શકુનો કહીને, નક્ષત્રોનાં ફળો તથા સામુદ્રિકનાં ચિન્હો કહીને, ચિકિત્સા આદિ કરીને, રાજનીતિનો ઉપદેશ કરીને, અધ્યાપન અને ઉપદેશ કરીને, તથા વિવાદ કરીને સંન્યાસીએ કોઇ દિવસ ભિક્ષાની ઇચ્છા કરવી નહિ.

अलाभे न विषादी स्याल्लाभे चैव न हर्षयेत् ।
प्राणयात्रिकमात्रः स्यान्मात्रासंगाद्विनिर्गतः ॥

અર્થ—ભિક્ષા મળે નહિં તો ખેદ કરવો નહિં, મળે તો હર્ષ પામવો નહિં, દંડ, કમંડલુ આદિ પદાર્થપરથી મમત્વ છોડી દઇને કેવળ પ્રાણ ટકી રહે તેટલાંજ અન્નાદિ ગ્રહણ કરવાં.

अल्पान्नाभ्यवहारेण रहःस्थानासनेन च ।
ह्रियमाणानि विषयैरिंद्रियाणि निवर्तयेत् ॥

અર્થ—અલ્પ અન્નનો આહાર કરીને તથા એકાંત સ્થાનમાં નિવાસ કરીને વિષયોવડે ખેંચાતી એવી ઇંદ્રિયોને પોતાને વશ કરવી.

इंद्रियाणां निरोधेन रागद्वेषक्षयेण च ।
अहिंसया च भूताना ममृतत्वाय कल्पते ॥

અર્થ—ઇંદ્રિયોનો નિગ્રહ કરવાથી, રાગ તથા દ્વેષનો ક્ષય કરવાથી, અને પ્રાણીઓની હિંસા ન કરવાથી પુરૂષ મોક્ષ મેળવવાને સમર્થ થાય છે.

प्राणायामैर्दहेद्दोषान्धारणाभिश्च किल्बिषम् ।
प्रत्याहारेण संसर्गान्ध्यानेनानीश्वरान् गुणान् ॥

અર્થ—પ્રાણાયામો કરીને કામ, ક્રોધાદિ દોષોને બાળવા, ધારણા કરીને પાપને બાળી નાખવાં, પ્રત્યાહાર કરીને વિષયોમાંથી ઇંદ્રિયોને છુટી પાડી આત્માભિમુખ કરવી અને પરમાત્માના ધ્યાનવડે સત્વ, રજ તથા તમ આદિ ગુણો આત્માના નથી, કિંતુ પ્રકૃતિના છે, એવો વિચાર કરવો.

यदा भावेन भवति सर्वभावेषु निःस्पृहः ।
तदा सुखमवाप्नोति प्रेत्य चेह च शाश्वतम् ॥

અર્થ—સંન્યાસી જયારે સર્વ જાતના વિષયોપર અંતઃકરણથી નિઃસ્પૃહ થઇ જાય છે ત્યારે આ લોકમાં સુખ ભોગવે છે અને પરલોકમાં સનાતન એવા મોક્ષ સુખને પ્રાપ્ત કરે છે.

अनेन विधिना सर्वांस्त्यक्त्वा संगाञ्छनैः शनैः ।
सर्वद्वंद्वविनिर्मुक्तो ब्रह्मण्येवावतिष्ठते ॥

અર્થ—ઉપર દર્શાવેલા વિધિ પ્રમાણે ધીરે ધીરે સર્વ પ્રકારના મમતારૂપ સંગોનો ત્યાગ કરીને તથા ક્ષુધા, તૃષા, શોક, મોહ, જરા, મૃત્યુ આદિથી થનારાં દુઃખોથી તથા સુખોથી મુક્ત થઇને સંન્યાસી પરબ્રહ્મમાંજ અવસ્થિતિ કરે છે.

अनेन क्रमयोगेन परिव्रजति यो द्विजः ।

सन्निधूयेह पाप्मानं परं ब्रह्माधि गच्छति ॥

અર્થ—જે બ્રાહ્મણ ઉપર વિધિ પ્રમાણે સંસાર છોડી દઇને સંન્યાસ ગ્રહણ કરે છે, તે આ લોકમાંજ પાપનો નાશ કરીને પરબ્રહ્મને પ્રાપ્ત કરે છે.

**ધર્મનું રક્ષણ કરવાથી તે આપણું રક્ષણ કરે છે પણ તેનો નાશ કરવાથી તે આપણો પણ નાશ કરે છે.**

धर्म एव हतो हंति धर्मो रक्षति रक्षितः

तस्माद्धर्मो न हंतव्यो मानो धर्मो हतोवऽधीत् ॥

અર્થ—હણાએલો ધર્મ ખચીત હણે છે અને રક્ષણ કરાએલો ધર્મ રક્ષણ કરે છે; તેથી ધર્મ હણવાયોગ્ય નથી. હણાએલો ધર્મ અમને હણોમાં. ( અમારે હાથે ધર્મની હત્યા કદાપિ થાઓ મા, પરંતુ ધર્મનું રક્ષણજ સદા થાઓ )

**આચાર એ સર્વથી શ્રેષ્ટ ધર્મ છે.**

आचारः परमो धर्मः श्रुत्युक्तः स्मार्त एव च ।

तस्मादस्मिन्सदा युक्तो नित्यं स्यादात्मवान्द्विज ॥

અર્થ:—શ્રુતિ અર્થાત્ વેદમાં તથા સ્મૃતિ અર્થાત્ ધર્મશાસ્ત્રમાં કહેલો આચાર એજ પરમ ધર્મ છે. દ્વિજ વર્ણને ( બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્યને ) જો પોતાના આત્માનું હિત કરવાની ઇચ્છા હોય તો તેણે સદા આચાર પાળવા માટે તત્પર રહેવું.

**પરધર્મ ભયાવહ છે.**

श्रेयान्स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात् ।

स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः ॥

અર્થ:—બહુ ગુણવાળા પરધર્મ કરતાં ઓછા ગુણવાળો સ્વધર્મ અતિ શ્રેષ્ઠ છે. સ્વધર્મમાં મરણ સારૂં છે, પણ પરધર્મ તો ભય ઉપજાવનારો છે.

## હિંસા અહિંસાનું સત્ય સ્વરૂપ.

### આતતાયિનું લક્ષણ.

अग्निदो गरदश्चैव शस्त्रपाणिर्धनापहः ।
क्षेत्रदारापहर्त्ता च षडेते आततायिनः ॥

અર્થ:—અગ્નિ લગાડનાર, ઝેર આપનાર, શસ્ત્ર લઈ મારવા આવનાર, ધનનું હરણ કરનાર, ભૂમિનું હરણ કરનાર તથા સ્ત્રીનું હરણ કરનાર આ છ આતતાયિ કહેવાય છે.

### આતતાયિને મારવામાં પાપ નથી.

आततायिन मायान्तं हन्यादेवा विचारयन् ।
नाततायि वधे दोषो हंतु र्भवति कश्चन ॥

અર્થ:—આવનારા આતતાયીને વિચાર કર્યા વિના મારવો જ; આતતાયીનો વધ કરવામાં વધ કરનારને કંઇ દોષ લાગતો નથી.

### વેદશાસ્ત્રની આજ્ઞાનું ઉલ્લંઘન કરનાર પણ હણાય છે.

अप्रामाण्यं च वेदानां शास्त्राणां चाभिलंघनम् ।
अव्यवस्था च सर्वत्र तद्वैनाशनमात्मनः ॥

અર્થ:—વેદોને પ્રમાણ તરીકે નહિં માનવા, શાસ્ત્રોની આજ્ઞાનું ઉલ્લંઘન અને સર્વ સ્થાને અવ્યવસ્થા આ પોતાના નાશનાં કારણ છે.

ધર્મહાનિ થતી જોઇ રહેનાર પાપભાગી બને છે.

यत्र धर्मो ह्यधर्मेण सत्य यत्रानृतेन च ।
हन्यते प्रेक्षमाणानां हतास्ते ह्येत्र पूरुषाः ॥

અર્થ:—જ્યાં જે પુરૂષોની સમક્ષ અધર્મથી ધર્મ હણાય છે તથા અસત્યથી સત્ય હણાય છે, ત્યાં તે પુરૂષો પાપભાગીજ બને છે.

ધર્મનો દ્રોહ કરનારને ગળી માર પડે છે.

ना धर्मश्चरितो लोके सद्यः फलति गौरिव ।
शनैरावर्तमानस्तु कर्तु र्मूलानि कृन्तति ॥

અર્થ:—જેમ ભૂમિમાં રોપાએલ બીજ તત્કાળ ફળ આપતું તેથી, તેમ આ લોકમાં આચરેલ અધર્મ તત્કાળ ફલ આપતો નથી, કિંતુ બીજ ધીમે ધીમે વધીને પછી ફળ આપે છે તેમ અધર્મ ધીમે ધીમે વધતાં અધર્મ કરનારનાં મૂળ કાપી નાખે છે.

યજ્ઞથીજ સૃષ્ટિનું પોષણ.

अन्नाद्भवंति भूतानि पर्जन्यादन्न संभवः ।
यज्ञाद्भवति पर्जन्यो यज्ञः कर्मसमुद्भवः ॥

અર્થ:—અન્નથી પ્રાણીઓના શરીરો થાય છે, અન્નની ઉત્પત્તિ વરસાદથી થાય છે, વરસાદ યજ્ઞથી થાય છે અને યજ્ઞ કર્મથી ઉત્પન્ન થાય છે.

ભગવાન ક્યારે અવતાર લે છે?

यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।
अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥

અર્થ:—હે ભારત! નિશ્ચય જ્યારે જ્યારે ધર્મની હાનિ

થાય છે અને અધર્મની વૃદ્ધિ થાય છે, ત્યારે ત્યારે હું શરીરને ઉત્પન્ન કરૂં છું.

**ભગવાન્ શા માટે અવતાર ધરે છે? પાપીઓના નાશ નાશ કરી ધર્મનિષ્ઠોનું રક્ષણ કરવા માટે.**

**परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ।**
**धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ॥**

અર્થઃ—સત્પુરૂષોનું સારી રીતે રક્ષણ કરવા માટે તથા પાપી પુરૂષોનો નાશ કરવા માટે અને ધર્મનું સ્થાપન કરવા માટે હું યુગયુગમાં અવતાર ધારણ કરૂં છું.

**સ્ત્રી શૂદ્રોને વેદો ભણવાનો અધિકાર નથી, ભણવાથી ચાંડાલ થાય છે.**

**स्त्री शूद्रो नाऽधीयताम् ।**

અર્થ:—સ્ત્રી તથા શૂદ્રે વેદાધ્યન કરવું નહિં.

**वेदाऽक्षर विचारेण शूद्र श्चाण्डालतां व्रजेत् ॥**

અર્થ:—વેદમંત્રના અક્ષરોના વિચારથી શુદ્ર ચાંડાલપણાને પામે છે.

**હિંદુ સમાજમાં સ્ત્રીઓનું માનવંત સ્થાન.**

**यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः ।**

અર્થ:—જે કુલમાં વસ્ત્ર, અલંકાર આદિથી સ્ત્રીઓનો સત્કાર કરવામાં આવે છે, તે કુળ ઉપર દેવતાઓ પ્રસન્ન થાય છે.

**સ્ત્રીને તેના રક્ષણાર્થે સ્વતંત્રતા કિંવા સમાન હક્ક દેવાની મના છે.**

**बाल्ये पितुर्वशे तिष्ठेत्पाणिग्राहस्य यौवने ।**
**पुत्राणां भर्तरि प्रेते न भजेत्स्त्री स्वतंत्रताम् ॥**

અર્થ:—સ્રીએ બાલ્યવયમાં પિતાની આજ્ઞામાં રહેવું, જુવાન વયમાં પતિની આજ્ઞામાં રહેવું, અને પતિ મરી ગયા પછી પુત્રોના રક્ષણમાં રહેવું; પરંતુ સ્રીએ સ્વતંત્રતા કદી ભોગવવી નહિ.

**સ્રી વર્ગ પછી તે માતા બેન કે દીકરી હોય તોપણ તેની સાથે એકાંત કરવાની મના.**

मात्रा स्वस्रा दुहित्रावा न विविक्तासनो भवेत् ।
बलवानिंद्रिय ग्रामो विद्वांसमपि कर्षति ॥

અર્થ:—પુરૂષે માતા, બેન અથવા તો દીકરીની સાથે સાથે એકાંતમાં બેસવું નહિ, કારણ કે ઇંદ્રિયોનો બળવાન સમુદાય વિદ્વાનને પણ મોહિત કરી નાખે છે.

**અંત્યજ ( ઢેડ ભંગી ચમાર ) સ્પર્શનો સખ્ત નિષેધ.**

दिवाकीर्ति मुदक्यां च पतितं सूतिकां तथा ।
शवं तत्स्पृष्टिनं चैव स्पृष्ट्वा स्नानेन शुद्धयाति ॥

અર્થ:—ચંડાળ, રજસ્વલા સ્રી, પતિત, સુવાવડી અને શબ આટલાનો સ્પર્શ કરનારો તથા તેનો સ્પર્શ કરનારો સ્નાન કરવાથી શુદ્ધ થાય છે.

**અંત્યજ સાથે વાતચિત કરવાની પણ મનાઇ.**

श्वपाकं वापि चण्डालं विप्रः संभाषते यदि ।
द्विजसम्भाषणं कुर्यात्सावित्री तु सकृज्जपेत् ॥

અર્થ:—શ્વપાક અથવા ચાંડાલની સાથે જો વિપ્ર ભાષણ કરે તો તેના પ્રાયશ્ચિત્તરૂપે તે વિપ્રે દ્વિજની સાથે સંભાષણ કરવું તથા એકવાર ગાયત્રીનો જપ કરવો.

અંત્યજનું મો. જોવાની પણ શાસ્ત્ર ના કહે છે.

चण्डाल दर्शने सद्य आदित्य मवलोकयेत् ।
चण्डाल स्पर्शने चैव सचैलं स्नानमाचरेत् ॥

અર્થઃ—ચંડાળનું દર્શન થઇ જાય તો તેના પ્રાયશ્ચિતરૂપે સત્વર સૂર્ય નિરીક્ષણ કરવું અને ચંડાલનો સ્પર્શ થઇ જાય તો સચૈલ સ્નાન કરવું.

(પાણી પીવાના ઉચ્ચ વર્ણના) કૂવામાં અંત્યજના વાસણનો સ્પર્શ થાય તો પ્રાયશ્ચિત્ત લેવું.

चण्डाल भाण्डसंस्पृष्टं पीत्वा कूप गतं जलम् ।
गोमूत्रया वकाहार स्त्रिरात्राच्छुद्धिमाप्नुयात् ॥

અર્થઃ—ચંડાલના વાસણનો સ્પર્શ થયેલ કૂવાનું પાણી જો પીવામાં આવે તો ત્રણ રાત્રિ પર્યંત ગોમૂત્ર અને યવનો આહાર કરવાથી શુદ્ધિ થાય છે.

કલિયુગમાં સંઘશક્તિથીજ વિજયી થવાય છે.

त्रेतायां मन्त्रशक्तिश्च ज्ञानशक्ति कृते युगे ।
द्वापरे युद्धशक्तिश्च संघशक्ति कलौयुगे ॥

અર્થઃ—ત્રેતાયુગમાં મંત્ર શક્તિની પ્રધાનતા, કૃતયુગમાં જ્ઞાનશક્તિની પ્રધાનતા, દ્વાપરયુગમાં યુદ્ધશક્તિની પ્રધાનતા અને કલિયુગમાં સંઘબલની પ્રધાનતા મનાય છે.

કલિયુગમાં વિશેષે કરી પાપી મજા કરે છે ને ધર્માત્મા સીદાય છે.

सीदन्ति सन्तो विलसन्त्यसन्तः
पुत्रा म्रियन्ते जनकाश्चिरायुः

परेषु मैत्री स्वजनेषु वैरं
पश्यन्तु लोकाः कलिकौतुकानि

અર્થ:—સત્પુરૂષો અનેક પ્રકારનાં વિઘ્નોવડે અપ્રસન્ન રહે છે અને અસત્પુરૂષો ભિન્ન ભિન્ન પ્રકારના વૈભવો ભોગવે છે, પુત્રો મરી જાય છે, પિતા દીર્ઘાયુ ભોગવે છે, શત્રુઓમાં મિત્રતા અને પોતાના જનોમાં શત્રુતા જોવામાં આવે છે, હે મનુષ્યો! આ બધાં કલિયુગનાં કુતૂહલ જુઓ.

આત્માની અમરતા.

नैनं छिंदंति शस्त्राणि नैनं दहति पावकः ।
न चैनं क्लेदयंत्यापो न शोषयति मारुतः ॥

અર્થ:—એ આત્માને શસ્ત્રો છેદતાં નથી, એને અગ્નિ બાળતો નથી, વળી એને પાણી પલાળતું નથી કે પવન સુકવતો નથી.

નિષ્કામ કર્મથી બંધનમુક્તિ.

कर्मण्येवाधि कारस्ते मा फलेषु कदाचन ।
मा कर्म फलहेतु र्भूर्मा ते संगोस्त्व कर्मणि ॥

અર્થ:—તારો કર્મમાંજ અધિકાર હો, કર્મનાં ફલોમાં કદી પણ ન હો; તું કર્મનાં ફલોને ઉત્પન્ન કરનારો ન થા; તેમ કર્મ ન કરવામાં પણ તારી પ્રીતિ ન થાઓ.

વર્ણસંકરની દુર્ગતિ.

संकरो नरकायैव कुलघ्नानां कुलस्य च ।
पतंति पितरो ह्येषां लुप्तपिंडोदकक्रियाः ॥

અર્થ:—વળી કુલના સંકર-કુલનો નાશ કરનારા નરકને

માટેજ થાય છે અને એ કુળને નાશ કરનારા પુરૂષોના પિતૃઓ પિંડદાનનો તથા જલાંજલિ આપવાની ક્રિયાનો લોપ થવાથી નરકમાં પડે છે જ.

મોટાનું કર્મ પ્રમાણભૂત માની નાનાઓ પણ તેમ વર્તે છે.

यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरो जनः ।
स यत्प्रमाणं कुरुते लोकस्तदनुवर्तते ॥

અર્થ:—શ્રેષ્ઠ પુરૂષ જે જે કર્મને કરે છે, તે તે કર્મનેજ બીજા મનુષ્ય કરે છે. તે શ્રેષ્ઠ પુરૂષ જેને પ્રમાણ ગણે છે તેને લોક અનુસરે છે.

ભગવાન્ આડંબર કે વૈભવના નહિ પણ ભાવના ભૂખ્યા છે.

पत्रं पुष्पं फलं तोयं यो मे भक्त्या प्रयच्छति ।
तदहं भक्त्युपहृतमश्नामि प्रयतात्मनः ॥

અર્થ:—જે મને ભક્તિવડે પત્ર, પુષ્પ, ફલ કે જલ આપે છે, તે શુદ્ધ બુદ્ધિવાળાના તે ભક્તિવડે અર્પણ કરેલાને હું સ્વીકારૂં છું.

અંતઃકરણ કહે તેમ સ્વચ્છંદે નહિ પણ શાસ્ત્ર કહે તેવી રીતેજ વર્તવું જોઇએ.

तस्माच्छास्त्रं प्रमाणं ते कार्याकार्यव्यवस्थितौ ।
ज्ञात्वा शास्त्र विधानोक्तं कर्म कर्तुमिहार्हसि ॥

અર્થ:—તે કારણથી તારે કાર્ય અને અકાર્યની વ્યવસ્થામાં શાસ્ત્રને પ્રમાણ ગણવું. અહિં શાસ્ત્રે વિધાન કરેલા કર્મને જાણીને તું યુદ્ધાદિકર્મ કરવાને યોગ્ય છે.

**દેશકાલ અને પાત્ર જોઈ સુપાત્રેજ દાન કરવું.**

दातव्यमिति यद्दानं दीयतेऽनुपकारिणे ।
देशे काले च पात्रे च तद्दानं सात्त्विकं स्मृतम् ॥

અર્થ:—દાન અવશ્ય કરવા યોગ્ય છે, એવી રીતના નિશ્ચય વડે જે દાન ઉત્તમ દેશમાં અને ઉત્તમ કાલમાં તેમજ ઉપકાર નહિં કરનાર કિંવા ઉપકાર નહિં માનનાર પાત્રને અપાય છે, તે દાન સાત્વિક કહેવાય છે.

**પોત પોતાના જાતિ વર્ણના કર્મ કરવામાંજ મનુષ્યનું ખરૂં શ્રેય છે.**

स्वे स्वे कर्मण्य भिरतः संसिद्धिं लभते नरः ।
स्वकर्मनिरतः सिद्धिं यथा विंदति तच्छृणु ॥

અર્થ:—પુરૂષ પોત પોતાના કર્મ વિષે નિષ્ઠાવાન્ થઇ કલ્યાણને પ્રાપ્ત કરે છે. પોતાના કર્મમાં નિષ્ઠાવાળો પુરૂષ જે પ્રકારે સંસિદ્ધિને પ્રાપ્ત કરે છે, તેને સાંભળ.

**ઇશ્વર સર્વત્ર બિરાજે છે પણ તેની માયાથી મનુષ્યો ગોથા ખાય છે.**

ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति ।
भ्रामयन्सर्व भूतानि यंत्रारुढानि मायया ॥

અર્થ:—હે અર્જુન ! અંતર્યામી-ઇશ્વર યંત્ર ઉપર બેસાડેલાં સર્વભૂતોને માયાવડે ભ્રમણ કરાવતા સર્વભૂતોના હૃદય સ્થાનમાં રહે છે.

**સર્વ ખટખટ છોડી પ્રભુને શરણે જવાથી તે પાપમુક્ત કરી તારે છે.**

सर्व धर्मान्परित्यज्य मामेकं शरणं व्रज ।
अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ॥

અર્થઃ—સર્વ ધર્મોનો પરિત્યાગ કરીને એક મારા શરણને પ્રાપ્ત થા. હું તને સર્વ પાપમાંથી મુક્ત કરીશ, શોક ન કર.

**અનન્ય ભક્તનું યોગ ક્ષેમ શ્રીહરિ પોતેજ કરે છે.**

अनन्याश्चिन्तयन्तो मां ये जनाः पर्युपासते ।
तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥

અર્થઃ—જે મનુષ્યો અનન્ય થઇને મારૂં ચિંતન કરતા મને સંપૂર્ણ રીતે ઉપાસે છે, તે નિત્ય અત્યંત સમાહિત ચિત્ત-વાળાઓના યોગ ક્ષેમને હું વહન કરૂં છું.

**અજ્ઞાન માણસોને મિથ્યા મનસ્વી ઉપદેશ આપી બુદ્ધિ ચલિત કરવી નહિ.**

न बुद्धिभेदं जनयेदज्ञानां कर्म संगिनाम् ।
जोषयेत्सर्वकर्माणि विद्वान्युक्त समाचरन् ॥

અર્થઃ—જ્ઞાની પુરૂષ કર્મમાં દઢ આસક્તિવાળા અજ્ઞાની-ઓની બુદ્ધિના ભેદને ઉત્પન્ન ન કરે, પોતે આદર સહિત સર્વ કર્મોને કરતો અજ્ઞાનીઓને કર્મમાં જોડે.

**સમજુ પુરૂષોએ સમવર્તન નહિ પણ સમદૃષ્ટિ રાખવી.**

विद्याविनय संपन्ने ब्राह्मणे गवि हस्तिनि ।
शुनि चैव श्वपाके च पंडिताः समदर्शिनः ॥

અર્થ–વિદ્યાવાન તથા વિનયવાન બ્રાહ્મણમાં, ગાયમાં, હાથીમાં, તથા કુતરામાં અને ચંડાલમાં જ્ઞાનીઓ સમદષ્ટિવાળા હોય છે. કોઈ કોઇનો તારતક કે ઉદ્ધારક નથી પણ પોતાના આત્માવડેજ પોતાનો ઉદ્ધાર થઈ શકે છે.

उद्धरेदात्मनात्मानं नात्मानमवसादयेत् ।
आत्मैव ह्यात्मनो बंधुरात्मैव रिपुरात्मनः ॥

અર્થઃ—આત્માવડે આત્માનો ઉદ્ધાર કરો, આત્માનો નાશ ન કરો; કારણ કે આત્મા–નિર્વિષયી મનજ આત્માનો બંધુ છે અને આત્મા–વિષયાસક્ત મનજ આત્માનો શત્રુ છે.

મન શી રીતે વશ થાય ?

असंशयं महाबाहो मनो दुर्निग्रहं चलम् ।
अभ्यासेन तुं कौंतिय वैराग्येण च गृह्यते ॥

અથઃ—હે મહાબાહો ! મન દુર્નિગ્રહ અને ચપલ છે, એ વાત નિઃસંદેહ છે; પરંતુ હે કૌંતેય ! અભ્યાસ અને વૈરાગ્યથી તે મનનો નિગ્રહ થઈ શકે છે.

મતિ તેવી ગતિ.

अंतकाले च मामेव स्मरन्मुक्त्वा कलेवरम् ।
यः प्रयाति स मद्भावं याति नास्त्यत्र संशयः ॥

અર્થઃ—જે અવસાન સમયે મારૂંજ સ્મરણ કરતો દેહ છોડીને જાય છે, તે મારા સ્વરૂપને પ્રાપ્ત કરે છે, એમાં સંદેહ નથી.

અતિથિનો ગુરૂસમાન આદર.

गुरुरग्निर्द्विजातीनां वर्णानां ब्राह्मणो गुरुः ।
पतिरेको गुरुः स्त्रीणां सर्वस्याभ्यागतो गुरुः ॥

અર્થ:—અગ્નિ દ્વિજાતિનો ગુરૂ છે, બ્રાહ્મણ વર્ણ માત્રનો ગુરૂ છે, એકજ પતિ સ્ત્રીઓનો ગુરૂ છે અને અભ્યાગત સર્વનો ગુરૂ છે.

જ્ઞાની પ્રાણી માત્રને કુટુંબ સમાન લેખે છે.

अयं निजः परो वेति गणना लघुचेतसाम् ।
उदारचरितानां तु वसुधैव कुटुम्बकम् ॥

અર્થ:—આ પોતાનો અને પારકો એવી સમજણ હલકાં મનવાળા મનુષ્યોની હોય છે, પરંતુ વિશાળ હૃદયવાળાં મનુષ્યોને તો આખું જગતજ પોતાનું કુટુંબ છે.

આત્માનું રક્ષણ સૌથી પ્રથમ કરવું.

आपदर्थे धनं रक्षेद्दारान्रक्षेद्धनैरपि ।
आत्मानं सततं रक्षेद्दारैरपि धनैरपि ॥

અર્થ:—આપત્તિ દૂર કરવા માટે ધનની રક્ષા કરવી, ધનવડે સ્ત્રીની રક્ષા કરવી, અને સ્ત્રી તેમજ ધન બંને વડે પણ પોતાની રક્ષા કરવી.

શાણા અને મૂર્ખનું લક્ષણ.

काव्य शास्त्र विनोदेन कालो गच्छति धीमताम् ।
व्यसनेन च मूर्खाणां निद्रया कलहेनवा ॥

અર્થ:—કાવ્ય તથા શાસ્ત્રના વિનોદવડે બુદ્ધિમાન્ પુરૂષોનો કાળ નિર્ગમન થાય છે; વ્યસન, નિદ્રા તથા કલહવડે મૂર્ખ પુરૂષોનો કાળ નિર્ગમન થાય છે.

ધીરવીરનું લક્ષણ.

निंदन्तु नीतिनिपुणा यदि वा स्तुवन्तु
लक्ष्मी समाविशतु गच्छतु वा यथेष्टम्

अद्यैव वा मरणमस्तु युगान्तरे वा
न्याय्यात्पथः प्रविचलन्ति पदं न धीराः

અર્થ:—વ્યવહારમાં કુશલ મનુષ્યો નિંદા કરે અથવા સ્તુતિ કરે, લક્ષ્મી મરજીમાં આવે અથવા જાય, મરણ આજેજ થાય અથવા બીજા યુગમાં થાય, તો પણ બુદ્ધિમાન્ પુરૂષો ન્યાયના રસ્તાથી એક ડગલું પણ ખસતા નથી.

સજ્જનનું ભૂષણ શીલ.

ऐश्वर्यस्य विभूषणं सुजनता शौर्यस्य वाक्संयमो
ज्ञानस्योपशमः श्रुतस्य विनयो वित्तस्य पात्रे व्ययः
अक्रोधस्तपसः क्षमा प्रभवितु धर्मस्य निर्व्याजता
सर्वेषामपि सर्वकारणमिदं शीलं परं भूषणम् ॥

અર્થ:—સુજનતા એ ઐશ્વર્યનું ભૂષણ છે, વાણીનો સંયમ એ શૌર્યનું ભૂષણ છે, શાંતિ એ જ્ઞાનનું ભૂષણ છે, વિનય એ શાસ્ત્ર શ્રવણનું ભૂષણ છે, સત્પાત્રને દાન આપવું એ ધનનું ભૂષણ છે, અક્રોધ એ તપનું ભૂષણ છે, ક્ષમા એ સમર્થ પુરૂષનું ભૂષણ છે, નિષ્કપટ પણું એ ધર્મનું ભૂષણ છે, શીલ એ મોટામાં મોટું ભૂષણ છે; એમ સઘળા ગુણોનું કારણ સ્વભાવજ છે.

ખરૂં સુખ ધર્મથીજ પ્રાપ્ત થાય છે.

विद्या ददाति विनयं विनयाद्याति पात्रताम् ।
पात्रत्वा द्धनमाप्नोति धनाद्धर्मं ततः सुखम् ॥

અર્થ:—વિદ્યા વિનયને આપે છે, વિનયથી પાત્રતા આવે છે, પાત્રતાથી ધન મેળવાય છે, ધનથી ધર્મ થાય છે અને ધર્મથી સુખ થાય છે.

**સો મૂર્ખ કરતા એક ગુણવાન પુત્ર ઉત્તમ.**

वरमेको गुणी पुत्रो न च मूर्खशतान्यपि ।
एकश्चन्द्रस्तमो हन्ति न च तारागणोऽपि च ॥

અર્થઃ—ગુણવાન્ એક પુત્ર સારો કિંતુ સો મૂર્ખ પુત્રો સારા નહિં; એક ચંદ્ર અંધકારને હણે છે, પરંતુ અસંખ્ય તારા અંધકારને હણતા નથી.

**અધર્મી પુત્ર શત્રુસમાન.**

ऋणकर्ता पिता शत्रुर्माता च व्यभिचारिणी ।
भार्या रूपवती शत्रुः पुत्रः शत्रुरपण्डितः ॥

અર્થઃ—દેવું કરનાર પિતા શત્રુ છે, વ્યભિચારિણી માતા શત્રુ છે, રૂપવતી ભાર્યા શત્રુ છે, મૂર્ખ પુત્ર શત્રુ છે.

**ધનની ત્રણ ગતિ.**

दान भोगो नाशस्तिस्रो गतयो भवन्ति वित्तस्य ।
यो न ददाति न भुंक्ते तस्य तृतीया गति र्भवति ॥

અર્થઃ—દાન આપવું, ઉપભોગ કરવો અને નાશ થવો, આ પ્રમાણે ધનની ત્રણ ગતિ થાય છે. જે મનુષ્ય દાન આપતો નથી, તેમજ પોતે ઉપભોગ કરતો નથી તેના ધનની ત્રીજી ગતિ-નાશ થાય છે.

**ઉત્તમ પુરૂષ હાથ ધરેલા શુભ કાર્યને કદાપિ છોડતો નથી**

प्रारभ्यते न खलु विघ्नभयेन नीचैः
प्रारभ्य विघ्नविहता विरमन्ति मध्याः

विघ्नैः पुनः पुनरपि प्रतिहन्यमानाः
प्रारभ्य चोत्तमजनान परित्यजन्ति

અર્થઃ—નીચ પુરૂષો વિઘ્નના ભયથી કાર્યનો આરંભ કરતા નથી, મધ્ય પુરૂષો કાર્યનો આરંભ કરે છે પણ તેમાં વિઘ્ન આવવાથી કાર્ય છોડી દે છે, અને ઉત્તમ પુરૂષો તો કાર્યનો આરંભ કરીને તેમાં વારંવાર વિઘ્ન પડવાથી પણ કાર્યને છોડતા નથી. એટલે કે વખતો વખત વિઘ્ન આવે ત્યારે તેની નિવૃત્તિનો ઉપાય કરે છે.

શીંગડા પુછડા વગરનો માણસ કોને કહેવો ?

साहित्य सङ्गीत कलाविहीनः साक्षात्पशुः पुच्छविषाणहीनः
तृणः न खादन्नपि जीवमानस्तद्भागधेयं परमं पशूनाम् ॥

અર્થઃ—સાહિત્ય ( કાવ્ય અલંકાર આદિ ) સંગીત અને કલાને ન જાણનાર પુરૂષ, શિંગડા તથા પુછડાં વિનાનો સાક્ષાત્ પશુજ છે. એ નર પશુ ઘાસ ખાધા વિના જીવે છે એ તે પશુઓનું મોટું ભાગ્ય છે; કારણકે જો એ નર પશુ ઘાસ ખાતો હોત તો ઘાસ ન મળવાથી બીચારા પશુઓ મરણ પામત.

આત્મવિદ્યા એજ સર્વ શ્રેષ્ટ ફળદાતા છે.

यज्ञविद्या महाविद्या गुह्यविद्या च शोभने ।
आत्मविद्या च देवित्वं विमुक्ति फलदायिनी ॥

અર્થઃ—યજ્ઞવિદ્યા એ મહાવિદ્યા છે, યોગ આદિ ગુહ્યવિદ્યા પણ શોભાસ્પદ છે; પરંતુ હે દેવિ ! મોક્ષરૂપ ફલને તો આપનારી આત્મવિદ્યા તું છે.

### પૃથ્વીને ભારે મારનાર.

येषां न विद्या न तपो न दानं ज्ञानं न शीलं न गुणो न धर्मः
ते मर्त्यलोके भुवि भारभूता मनुष्यरूपेण मृगाश्चरन्ति ॥

અર્થઃ—જેઓને વિદ્યા, તપ, દાન, સારો સ્વભાવ, ગુણ કે ધર્મ કોઈ પણ નથી, તેઓ પૃથ્વીને ભાર આપનાર પશુરૂપ છે; છતાં મર્ત્યલોકમાં મનુષ્યરૂપે ફરે છે.

### જનસમાજ આજકાલ શ્રીમંતને સર્વગુણસંપન્ન માને છે.

यस्यास्ति वित्तं स नरः कुलीनः स पण्डितः स श्रुतवान् गुणज्ञ
स एव वक्ता स च दर्शनीयः सर्वे गुणाः कांचनमाश्रयन्ति ।

અર્થઃ—જે પુરૂષની પાસે ધન છે; તેજ કુલીન, તેજ પંડિત તેજ ગુણ જાણનાર, તેજ વક્તા અને તેજ જોવાને યોગ્ય છે, કારણ કે સઘળા ગુણો સુવર્ણ અર્થાત્ ધનમાં રહે છે.

### ભક્તિરહિત નાસ્તિકને ધિક્કાર.

येषां श्रीमद्यशोदासुतपदकमले नास्ति भक्तिर्नराणां
येषा माभिरकन्याप्रियगुणकथने नानुरक्ता रसज्ञा
येषां श्रीकृष्णलीला ललितगुणरसे सादरौ नैव कर्णौ
धीक्तान्धिक्तान्धिगेतान्कथयति सततं कीर्तनस्थो मृदंग

અર્થઃ—જે મનુષ્યોની શ્રીયશોદાના સુતનાં કમળ જેવાં ચરણમાં ભક્તિ હોતી નથી, જે મનુષ્યોની જીભ આહિરની કન્યા (રાધાજી)ના ગુણનું કથન કરવામાં અત્યંત પ્રીતિવાળી નથી, જેમના કાનો શ્રી કૃષ્ણની લીલાના સુંદર ગુણના રસમાં આસક્ત નથી તેમને ધિક્કાર છે, તેમને ધિક્કાર છે, તેમને ધિક્કાર છે,

એ પ્રમાણે હરિકીર્તન પ્રસંગે વગાડવામાં આવતાં તબલાં તેના ધિક, ધિક, ધિક શબ્દ વડે હંમેશાં કહે છે.

**ઉત્તમ કાર્ય કરનાર દૃઢ નિશ્ચયી પુરૂષ સુખ દુ:ખને ગણુતો નથી**

**क्वचिद्भूमौ शायी क्वचिदपि च पर्यङ्क शयनः**
**क्वचिच्छाकाहारी क्वचिदपि च शाल्योदन रुचिः**
**क्वचित्कन्थाधारी क्वचिदपि च दिव्याम्बरधरो**
**मनस्वी कार्यार्थी न गणयति दुःखं न च सुखम्**

અર્થ:—કોઇ વખતે પૃથ્વી પર સુવે છે અને કોઇ વખતે પલંગ પર પોઢે છે; કોઇ વખત શાક ખાઇ રહે છે અને કોઇ વખત દાળ ભાત આદિ સુંદર ભોજન કરે છે; કોઇ વખત કંથા-ફાટેલી તુટેલી ગોદડી ઓઢે છે અને કોઇ વખત મનોહર વસ્ત્ર પહેરે છે, એમ કાર્યની ઇચ્છાવાળો વિવેકી પુરૂષ ઉપર દર્શાવેલી રીતે સુખને કે દુ:ખને ગણુતો નથી.

**નરકના ત્રણુ દ્વાર.**

**त्रिविधं नरकस्येदं द्वारं नाशनमात्मनः**
**कामः क्रोधस्तथा लोभस्तस्मादेतत्त्रयं त्यजेत् ॥**

અર્થ:—આ પુરૂષને અધર્મ યોનિની પ્રાપ્તિ કરનારાં આ ત્રણુ પ્રકારનાં નરકનાં દ્વાર છે, કામ, ક્રોધ તથા લોભ; માટે એ ત્રણેને તજી દેવાં જોઇએ.

**જેવાની સાથે તેવું વર્તન રાખવું.**

**ये यथा मां प्रपद्यंते तांस्तथैव भजाम्यहम् ।**

અર્થ:—જેઓ જે પ્રમાણે મને ભજે છે, તેમને હું તે પ્રમાણેજ ભજું છું, (ઇચ્છિત ફલ આપું છું).

શઠ સાથે કેવું વર્તન રાખવું!

शठं प्रति शाठ्यम् कुर्यात् ।

અર્થઃ--લુચ્ચાની સાથે લુચ્ચાઈથી વર્તવું.

વીર્ય એટલે બુદ્ધિ અને શક્તિ શી રીતે પ્રાપ્ત થાય?

ब्रह्मचर्य्य प्रतिष्ठायां वीर्य्यलाभः

અર્થઃ--બ્રહ્મચર્યનું પરિપાલન કરવાથી વીર્ય લાભ થતાં અદ્ભુત શક્તિ પ્રાપ્ત થાય છે.

કામ જયનો ઉપાય.

असङ्कल्पाज्जयेत्कामम्

અર્થઃ--સંકલ્પ નહિં કરવાથી કામને જીતવો.

ઉદ્યોગથી સિદ્ધિ.

उद्योगेन हि सिध्यन्ति कार्याणि न मनोरथैः ।
नहि सिंहस्य सुप्तस्य प्रविशन्ति मुखे गजाः ॥

અર્થઃ--ઉદ્યોગથી કાર્યો સિદ્ધ થાય છે, મનની ઇચ્છામાત્રથી કાર્યો સિદ્ધ થતાં નથી; સુતેલા સિંહના મુખમાં હાથીઓ દાખલ થતા નથી અર્થાત્ કે સિંહ જો પુરૂષાર્થ કરે છે તોજ તેને હાથી પ્રાપ્ત થાય છે.

કવિઓમાં શ્રેષ્ટ કાળિદાસ કવિ.

पुष्पेषु चम्पा नगरीषु लङ्का नदीषु गङ्गा च नृपेषु रामः ।
योषित्सु रम्भा पुरुषेषु विष्णुः काव्येषु माद्यः कवि कालिदासः ॥

અર્થઃ--પુષ્પમાં ચંપો શ્રેષ્ઠ છે, નગરીઓમાં લંકા શ્રેષ્ટ છે, નદીઓમાં ગંગા શ્રેષ્ટ છે, રાજાઓમાં શ્રીરામચંદ્રજી શ્રેષ્ઠ છે, સ્ત્રીઓમાં

ક્ષમા શ્રેષ્ઠ છે, પુરૂષોમાં વિષ્ણુ શ્રેષ્ઠ છે, કાવ્યોમાં માઘ શ્રેષ્ઠ છે અને કવિઓમાં કાળિદાસ શ્રેષ્ઠ છે.

સત્યનો મહિમા.

**सत्यं भूतहितं प्रोक्तं ना यथार्थाऽभि भाषणम्ः**

અર્થ:--સત્ય બોલવું એ પ્રાણીમાત્રને હિતકારક કહેવામાં આવ્યુ છે; અસત્ય બોલવું તે હિતકારક નથી.

મહાપુરૂષનો નિશ્ચય.

**कार्यं साधयामि वा देहं पातयामि ॥**

અર્થ:--કાર્ય સાધી લેવું કાં તો દેહ પાડી દેવો.

---

## તત્ત્વ દોહન

---

ત્રણ મહાદેવ.

**બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ.**

ત્રણ મહાસતી

**સીતા, અનુસુયા અને સાવિત્રી.**

ત્રણ ગુણ

**સત્વ, રજ અને તમોગુણ.**

## વેદત્રયી.

શ્રીમદ્ ભગવદ્ ગીતા, ઉપનિષદ્ અને બ્રહ્મ સૂત્ર (ઉતર મીમાંસા)

( જે વેદશાસ્ત્રસંપન્ન આત્મજ્ઞાની બ્રાહ્મણ વેદત્રયી પર ભાષ્ય કરી દિગ્વિજય કરે અને જેને સર્વ સંપ્રદાયના વિદ્વાનો માન્ય

રાખી આચાર્ય તરીકે અભિષેક કરે તેજ આચાર્ય કહેવાય. ધર્મનો લોપ થતો જુવે છતાં પામર પશુની માફક અજ્ઞાન મૂઢ બુદ્ધિના પાચકચાર્ય સંપ્રદાય સંપ્રદાય વચ્ચે કલેશ કરાવે, તે ભલે પોતાને આચાર્ય તરીકે ઓળખાવે પણ શાસ્ત્રો વિદ્વાનો કે ઇશ્વર તો તેવાને ધૂર્તાચાર્ય અને હવે પછીના જન્મના નરકગામી પાપાત્માજ માને છે. )

## ચાર આચાર્ય.

શ્રીમદ્ શંકરાચાર્ય, શ્રીમદ્ રામાનુજાચાર્ય, શ્રીમદ્ મધ્વાચાર્ય અને શ્રીમદ્ વલ્લભાચાર્ય.

### ચાર વર્ણ.

બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર.

### ચાર આશ્રમ.

બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સન્યાસાશ્રમ.

### ચાર પુરૂષાર્થ

ધર્મ, અર્થ, કામ અને મોક્ષ.

### ચાર યોનિ

જરાયુજ, અંડજ, સ્વેદજ અને ઉદ્‌ભિજ્જ.

### ચાર ધામ

જગન્નાથ, દ્વારકા, રામેશ્વર અને બદ્રીનાથ.

### ચાર યુગ

સત્ય, ત્રેતા, દ્વાપર અને કલિયુગ.

### યુગનું પ્રમાણ

| | | | | | |
|---|---|---|---|---|---|
| સત્યયુગ—દેવતાના | ૪૮૦૦ | વર્ષ—મનુષ્યના | ૧૭૨૮૦૦૦ | વર્ષ |
| ત્રેતાયુગ— ,, | ૩૬૦૦ | ,,— ,, | ૧૨૯૬૦૦૦ | ,, |
| દ્વાપરયુગ— ,, | ૨૪૦૦ | ,,— ,, | ૮૬૪૦૦૦ | ,, |
| કલિયુગ— ,, | ૧૨૦૦ | ,,— ,, | ૪૩૨૦૦૦ | ,, |

આ પ્રમાણે દેવતાના ૧૨૦૦૦ વર્ષ પૂરા થાય ત્યારે આપણા મનુષ્યના ૪૩૨૦૦૦૦ વર્ષ પુરા થાય છે, તેને એક ચોકડી કહે છે. એવી એક હજાર ચોકડીના ચાર અબજ બત્રીસ કરોડ વર્ષ મનુષ્યના થાય ત્યારે બ્રહ્માનો એક દિવસ પૂરો થાય છે ત્યારે પ્રલય થાય ને દુનિયાનો નાશ થાય. પાછી એટલી રાત્રિ થાય ત્યારે બ્રહ્મા નિદ્રામાંથી ઉઠી સૃષ્ટિ ઉત્પન્ન કરે છે. બ્રહ્માનું આયુષ્ય એક સો વર્ષનું જાણવું. અત્યારે કલિયુગના માત્ર ૫૩૦૦ વર્ષ વીત્યા છે.

### ચાર પ્રકારની મુકિત

સાયુજય, સાલોકય, સામીપ્ય અને સારૂપ્ય.

### પાંચ યજ્ઞ

બ્રહ્મયજ્ઞ, પિતૃયજ્ઞ, દેવયજ્ઞ, ભૂતયજ્ઞ અને મનુષ્યયજ્ઞ.

### પાંચ ઉપાસ્ય દેવ

શ્રીવિષ્ણુ, શિવજી, ગણપતિ, સૂર્ય અને શક્તિ.

### પાંચ લોકપાળ

ઇંદ્ર, અગ્નિ, વાયુ, વરૂણ અને યમ.

### પાંચ દેશભકત

પૃથુ, ભરત, વિક્રમ, પ્રતાપ અને શિવાજી.

### પાંચ જ્ઞાનેન્દ્રિય

આંખ, નાક, કાન, જીભ અને ત્વચા.

### પાંચ કર્મેન્દ્રિય

મુખ, હાથ, પગ, ઉપસ્થ અને ગુદા.

### પાંચ પ્રાણ

પ્રાણ, અપાન, ઉદાન, સમાન અને વ્યાન.

### પંચભૂત

આકાશ, વાયુ, પૃથ્વી, તેજ અને જળ.

### ભગવાનની ષડ્ સંપત્તિ

ઐશ્વર્ય, વીર્ય, યશ, શ્રી, જ્ઞાન અને વૈરાગ્ય.

### સપ્ત ઋષિ.

વસિષ્ઠ, કશ્યપ, અત્રિ, જમદગ્નિ, ગૌતમ, વિશ્વામિત્ર
અને ભરદ્વાજ.

### સાત લોક.

ભૂર્લોક, ભુવર્લોક, મહર્લોક, જનલોક, તપલોક અને સત્યલોક.

### સાત પુરી.

દ્વારાવતી, અવંતિકા (ઉજ્જેન), મથુરા, માયા (હરિદ્વાર),
કાશી, કાંચી અને અયોધ્યા.

### સપ્ત ભૂમિકા.

શુભેચ્છા, વિચારણા, તનુમાનસા, સત્વાપત્તિ, અસંસક્તિ, પદાર્થાભાવની અને તુર્યગા.

### સાત પાતાળ.

અતળ, વિતળ, નિતળ, રસાતળ, મહાતળ, તળાતળ અને પાતાળ.

### અષ્ટાંગ યોગ.

યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ.

### યોગની આઠ સિદ્ધિ.

અણિમા, લઘિમા, મહિમા, પ્રાપ્તિ, પ્રાકામ્ય, વશિત્વ, ઈશત્વ [illegible]

## આઠ પ્રકારના લગ્ન.

બ્રાહ્મ, દૈવ, આર્ષ પ્રાજાપત્ય, આસુર, ગાંધર્વ રાક્ષસ અને પૈશાચ.

## નવધા ભક્તિ.

શ્રવણ, કીર્તન, સ્મરણ, પાદસેવન, અર્ચન, વંદન, દાસ્ય, સખ્ય અને આત્મનિવેદન.

## ભગવાનના દશ મુખ્ય અવતાર.

મત્સ્ય, કૂર્મ, વરાહ, નૃસિંહ, વામન, પરશુરામ, શ્રીરામ, શ્રીકૃષ્ણ, બુધ અને કલ્કિ.

## દશ યમ.

અહિંસા, સત્ય, અસ્તેય, અપરિગ્રહ, બ્રહ્મચર્ય, ક્ષમા, ધૃતિ, આર્જવ, મિતાહાર અને શૌચ.

## દશ નિયમ.

તપ, સંતોષ, આસ્તિક્ય, દાન, ઇશ્વરપૂજન, સિદ્ધાંતવાકય-શ્રવણ, મતિ, લજ્જા, જપ અને હોમ.

## સોળ સંસ્કાર.

ગર્ભાધાન, પુંસવન, સીમંતોન્નયન, બલિ, જાતકર્મ, નામકરણ નિષ્ક્રમણ, અન્નપ્રાશન, ચૌલ, ઉપનયન, ચાર વેદવ્રત, સમાવર્તન અને વિવાહ.

## ઈશ્વરના ચોવીશ અવતાર.

આદિ નારાયણ, વરાહ, સનકાદિક, નરનારાયણ, હરિ, કપિલ, હંસાવતાર, દત્તાત્રેય, યજ્ઞપુરૂષ, ઋષભદેવ, પૃથુ, મત્સ્ય, કચ્છપ, હયગ્રીવ, ધન્વંતરી, મોહિની, નૃસિંહ, વામનજી, પરશુરામ, વ્યાસ, રામ, શ્રીકૃષ્ણ, બુદ્ધ અને કલ્કિ.

( રામાયણ અને મહાભારતને જેમ જૈનોએ જૈન રામાયણ અને જૈન મહાભારત ઠોકી બેસાડયા છે તેમ આપણા ચોવીશ

અવતારોનું રૂપાંતર કરી ઋષભદેવ આદિને તીર્થંકર ઠરાવ્યા છે, સાથે સાથે વેદ સ્મૃતિ પુરાણાદિનું રૂપાંતર કર્યું હતે તો જૈન ધર્મની ખૂબ મહત્તા વધવા ઉપરાંત અતિશય ફેલાવો થતે— કદાચ ૨૪ કરોડ હિંદુ જૈન થઇ જતે. અત્યારના યુગમાં જેટલી ધૂર્તતા પાપ અધર્મ અસત્ય ચલાવવા–ફેલાવવાની જેની ઇચ્છા હોય તેને સંપૂર્ણ સ્વરાજય છે )

### ગુરૂ દત્તાત્રેયના ચોવીશ ગુરૂ.

પૃથ્વી, વાયુ, આકાશ, જળ, અગ્નિ, ચંદ્ર, સૂર્ય, હોલો, અજગર, સમુદ્ર, પતંગ, મધમાખી, હાથી, મધ ઉતારનાર, પારધી, હરિણ, માછલું, પિંગલા નામની વેશ્યા, ટીટોડો, બાળક, બાણ ઘડનાર, સર્પ, ઠરોળીઓ અને ભમરો.

### અઠાવીશ નરક.

તામિસ્ત્ર, અંધતામિસ્ત્ર, રૌરવ, મહારૌરવ, કુંભીપાક, કાલ સૂત્ર,અસિપત્રવન, સૂકરમુખ, અંધકૂપ, કૃમિભોજન, સંદંશ, તપ્તસૂર્મિ, વજ્રકંટક, શાલ્મલી, વૈતરણી, પૂયોદ, પ્રાણરોધ, વિશસન, લાલાભગ, સારમેયાદન, અવીચિ, અપ:પાન, ક્ષાર કર્દમ, રક્ષોગણ ભોજન, શૂલપ્રોત, દંદશૂક, અવટનિરોધન, પર્યાવર્તન અને સૂચીમુખ.

### આત્મજ્ઞાન—મોક્ષના ઉપાય.

વિવેક, વૈરાગ્ય અને તત્ત્વજ્ઞાન, અથવા નિષ્કામ કર્મ, ઉપાસના ( ભક્તિ ) અને જ્ઞાન, અથવા શમ, સંતોષ, સત્સંગ અને વિચાર, અથવા અભ્યાસ અને વૈરાગ્ય.

### દેવ પૂજાની વિધિ.

આવાહન, આસન, પાદ્ય, અર્ઘ, ષોડષોપચાર, આચમન, સ્નાન, વસ્ત્ર, ઉપવીત, ગંધ, માળા, ધૂપ, દીપ, નૈવેદ્ય અને ઉદ્વાસન.

### પંચ કાવ્ય.

ગોમૂત્ર, ગોમય, દૂધ, દહી અને ઘી.

### મધુપર્ક.

એક ભાગ ઘી, બે ભાગ મધ તથા ઘી જેટલું દહી કાંસાના પાત્રમાં એકત્ર કરવું તે મધુપર્ક.

### પંચામૃત.

દહી, ઘી, દૂધ, ખાંડ અને મધ.

### અર્ઘના દ્રવ્યો.

પાણી, દૂધ, દર્ભ, દહી, ચોખા, તલ અને જવ.

### પાંચ રત્ન.

સોનું, કુલીશ, મણિ, માણેક અને મોતી.

### પાંચ પાત્રા.

પીપળો, ઉંબરડો, પીપર, આંબો અને વડ.

### સાત ધાન્ય

જવ, ઘઉ, મગ, તલ, કાંગ, સામો અને ચણા.

### સાત ધાતુ.

સોનું, રૂપું, તાંબુ, લોઢું, કલઇ, સીસું અને કાંસુ.

### માટીના પ્રકાર.

ગજશાળાની, અશ્વશાળાની, રસ્તાની, રાફડાની, બે માર્ગ મળતા હોય ત્યાંની તથા ગૌશાળાની.

### ધુપના પદાર્થ.

સુગંધી દ્રવ્ય—કપુર, ચંદન, અગરબત્તી વગેરે.

### સંધ્યાના પાત્રો.

કલશ, ત્રભાણી, પંચપાત્ર, આચમની ને અર્ઘીયું.

### તર્પણ અને વિશ્વદેવના પાત્રો.

બે ત્રભાણીઓ, પંચપાત્ર, આચમની, વૈશ્વદેવ કરવાનો તામ્રકુંડ અને કલશ.

# पंचदेव स्तोत्र.

## श्रीकृष्णस्तोत्रम्.

रक्ष रक्ष हरे मां च निमग्नं कामसागरे ।
दुष्कीर्ति जलपूर्णे च दुष्पारे बहुसंकटे ॥
भक्तिविस्मृतिबीजे च विपत्सोपानदुस्तरे ।
अतीव निर्मलज्ञान चक्षु प्रच्छन्नकारणे ॥
जन्मोर्मिसङ्ग सहिते योषिन्नक्रौघसंकुले ।
रतिस्रोतःसमायुक्ते गम्भीरे घोर एव च ॥
प्रथमामृतरुपे च परिणामविषालये ।
यमालय प्रवेशाय मुक्तिद्वारातिविस्मृतौ ॥
बुद्धया तरण्या विज्ञानैरुद्धरास्मानतः स्वयम् ।
स्वयं च त्वं कर्णधार प्रसीद मधुसूदन ॥
मद्विधाः कतिचिन्नाथ नियोज्या भवकर्मणि ।
सन्ति विश्वेश विधयो हे विश्वेश्वर माधव ॥
न कर्मक्षेत्रमेवेदं ब्रह्मलोकोऽयमीप्सितः ।
तथापि न स्पृहा कामे त्वद्भक्तिव्यवधायके ॥
हे नाथ करुणासिन्धो दीनबन्धो कृपांकुरु ।
त्वं महेश महाज्ञाता दुःस्वप्नं मां न दर्शय ॥

इत्युक्त्वा जगतां धाता विरराम सनातनः ।
ध्यायं ध्यायं मत्पदाब्जं ब्रह्मसस्मार मामिति ॥
ब्रह्मणा च कृतं स्तोत्रं भक्तियुक्तश्च यः पठेत् ।
स चैवा कर्मविषये न निमग्नो भवेद्ध्रुवम् ॥
मम मायां विनिर्जित्य स ज्ञान लभते ध्रुवम् ।
इह लोके भक्तियुक्तो मद्भक्तप्रवरो भवेत् ॥

---

## शिवस्तोत्रम्.

शिवो महेश्वरः शंभुः पिनाकी शशिशेखरः ।
वामदेवो विरुपाक्षः कपर्दी नीललोहितः ॥
शंकरः शूलपाणिश्च खट्वाङ्गी विष्णुवल्लभः ।
शिपिविष्टोऽम्बिकानाथः श्रीकण्ठो भक्तवत्सलः ॥
भवः शर्वस्त्रिलोकेशः शितिकण्ठ शिवाप्रियः ।
उग्रः कपाली कामारिरन्धकासुरसूदनः ॥
गङ्गाधरो ललाटाक्षः कालकालः कृपानिधिः ।
भीम परशुहस्तश्च मृगपाणिर्जटाधरः ॥
कैलासवासी कवची कठोरस्त्रिपुरान्तकः ।
वृषाङ्को वृषभारुढो भस्मोध्धुलितविग्रहः ॥
सामप्रियः स्वरमयस्त्रयीमूर्तिरनीश्वरः ।

सर्वज्ञः परमात्मा च सोमसूर्याग्निलोचनः ॥
हविर्यज्ञमयः सोमः पञ्चवक्त्रः सदाशिवः ।
विश्वेश्वरो वीरभद्रो गणनाथः प्रजापतिः ॥
हिरण्यरेता दुर्धर्षो गिरीशो गिरिजोऽनघः ।
भुजङ्गभूषणो भर्गो गिरिधन्वा गिरिप्रियः ॥
कृत्तिवासाः पुरारातिर्भगवान् प्रथमाधिपः ।
मृत्युञ्जयः सूक्ष्मतनुर्जगद्व्यापी जगद्गुरुः ॥
व्योमकेशो महासेनजनकश्चारु विक्रमः ।
रुद्रो भूतपति स्थाणुरहिर्बुध्न्यो दिगम्बरः ॥
अष्टमूर्तिरनेकात्मा सात्त्विकः शुद्धविग्रहः ।
शाश्वतः खण्डपरशुरजः पाशविमोचनः ॥
मृदुः पशुपतिर्देवो महादेवोऽव्ययो हरिः ।
पूषदन्तभिदव्यग्रो दक्षाध्वरहरो हरः ॥
भगनेत्रभिदव्यक्तः सहस्राक्षः सहस्रपात् ।
अपवर्गप्रदोऽनन्तस्तारकः परमेश्वरः ॥

---

## सूर्यस्तोत्रम्.

शृणुष्व मुनिशार्दूल सूर्यस्य कवचं शुभम् ।
शरीरारोग्यदं दिव्यं सर्वसौभाग्यदायकम् ॥

देदीप्यमानमुकुटं स्फुरन्मकरकुण्डलम् ।
ध्यात्वा सहस्रकिरणं स्तोत्रमेतदुदीरयेत् ॥
शिरो मे भास्करः पातु ललाटं मेऽमितद्युतिः ।
नेत्रे दिनमणिः पातु श्रवणे वासरेश्वरः ॥
घ्राणं घर्मघृणिः पातु वदनं वेदवाहनः ।
जिह्वां मे मानद पातु कण्ठं मे सुरवन्दितः ॥
स्कन्धौ प्रभाकरः पातु वक्षःपातु जनप्रियः ।
पातु पादौ द्वादशात्मा सर्वाङ्गं सकलेश्वरः ॥
सूर्यरक्षात्मकं स्तोत्रं लिखित्वा भूर्जपत्रके ।
दधाति यः करे तस्य वशगाः सर्वसिद्धयः ॥
सुस्नातो यो जपेत्सम्यग्योऽधीते स्वस्थमानसः ।
स रोगमुक्तो दीर्घायुः सुखं पुष्टिं च विन्दति ॥

---

## गणेशस्तोत्रम्.

प्रणम्य शिरसा देवं गौरीपुत्रं विनायकम् ।
भक्त्या व्यासः स्मरेन्नित्यमायुः कामार्थसिद्धये ॥
प्रथमं वक्रतुण्डं च एकदन्तं द्वितीयकम् ।
तृतीयं कृष्णपिङ्गाक्षं गजवक्त्रं चतुर्थकम् ॥
लम्बोदरं पञ्चमं च षष्ठं विकटमेव च ।

सप्तमं विघ्नराजं च धूम्रवर्णं तथाष्टमम् ॥
नवमं भालचन्द्रं च दशमं तु विनायकम् ।
एकादशं गणपतिं द्वादशं तु गजाननम् ॥
द्वादशैतानि नामानि त्रिसन्ध्यं यः पठेन्नरः ।
न च विघ्नभयं तस्य सर्वसिद्धिकरं प्रभो ॥

---

## गङ्गास्तोत्रम्.

भगवति तव तीरे नीरमात्राशनोऽहं विगतविषयतृष्णः कृष्णमाराधयामि । सकलकलुषभङ्गे स्वर्गसोपानसङ्गे तरलतरतरङ्गे देवी गङ्गे प्रसीद ॥ १ ॥ भगवति भवलीलामौळिमाले तवाम्भः कणमणुपरिमाणं प्राणिनो ये स्पृशन्ति । अमरनगरनारीचामरग्राहिणीनां विगतकलिकलङ्कातङ्कमङ्के लुठन्ति ॥ २ ॥ ब्रह्माण्डं खण्डयन्ती हरशिरसि जटावल्लीमुल्लासयन्ती स्वर्लोकादापतन्ती कनकगुहागण्डशैलात्स्खलन्ती । क्षोणीपृष्ठे लुठन्ती दुरितचयचमूर्निर्भरं भर्त्सयन्ती पाथोधिं पूरयन्ती सुरनगरसरित्पावनी नः पुनातु ॥ ३ ॥ मज्जन्मातङ्गकुम्भच्युतमदमदिरामोदमत्तालिजालं स्नानैः सिद्धाङ्गनानां कुचयुगविगलत्कुङ्कुमासङ्गपिङ्गम् । सायंप्रातर्मुनीनां कुशकुशकुसुमचयैश्छन्नतीरस्थनीरं पायान्नो गाङ्गमम्भः करिकलभकराक्रान्तरहस्तरङ्गम् ॥ ४ ॥ आदावादि पितामहस्य नियमव्या-

पारपात्रं जलं पश्चात्पन्नगशायिनो भगवतः पादोदकं पावनम् । भूयः शंभूजटाविभूषणमणिर्जह्नोर्महर्षेरियं कन्या कल्मषनाशिनी भगवती भागीरथी दृश्यते ॥ ५ ॥ शैलेन्द्रादवतारिणी निजजले मज्जज्जनोतारिणी पारावारविहारिणी भवभयश्रेणीसमुत्सारिणी । शेषाहेरनुकारिणी हरशिरोवल्लीदलाकारिणी काशीप्रान्तविहारिणी विजयते गङ्गा मनोहारिणी ॥ ६ ॥ कुतो वीचिर्वीचिस्तवयदि गता लोचनपथं त्वमापीता पीताम्बरपुरनिवासं वितरसि । त्वदुत्सङ्गे गङ्गे पतति यदि कायस्तनुभृतां तदा मातः शातक्रतवपदलाभोऽप्यतिलघुः ॥ ७ ॥ गङ्गे त्रैलोक्यसारे सकलसूरवधूधौतविस्तीर्णतोये पूर्णब्रह्मस्वरुपे हरिचरणरजोहारिणी स्वर्गमार्गे । प्रायश्चित्तं यदि स्यात्तव जलकणिका ब्रह्महत्यादिपापे कस्त्वां स्तोतुं समर्थस्त्रिजगदघहरे देवी गङ्गे प्रसीद ॥ ८ ॥ मातर्जाह्नवि शंभुसङ्गवलिते मौलौ निधायाञ्जलिं त्वत्तीरे वपुषोऽवसानसमये नारायणाङ्घ्रिद्वयम् । सानन्दं स्मरतो भविष्यति मम प्राणप्रयाणोत्सवे भूयाद्भक्तिरविच्युता हरिहराद्वैतात्मिका शाश्वती ॥ ९ ॥ गङ्गाष्टकमिदंपुण्यं य पठेत्प्रयतो नरः सर्वपापविनिर्मुक्तो विष्णुलोकं च गच्छति ॥ १० ॥



# ઉપસંહાર.

હિંદુઓ એક હિંદુ તરીકે સંસારમાં પોતાનું ઉજ્જવળ મુખ રાખી, પોતાની જીંદગી સુખ સ્વતંત્રતાથી પસાર કરી પ્રભુપદને પામવાના અધિકારી બને એ રીતે આ ગ્રંથમાં અમે અમારા નમ્ર વિચારો દર્શાવ્યાં છે. એ વિચારો એની સ્પષ્ટ રીતે દર્શાવવામાં આવ્યા છે કે જેથી ઉપસંહાર લખવાની લેશમાત્ર આવશ્યકતા રહેતી નથી. હવે તો ફકત એકજ વાત રહે છે કે જો તમે શુદ્ધ હિંદુ હોવ, જો તમે હિંદુપણાને શ્રેષ્ટ માની હિંદુ તરીકે જાતે રહેવા ઇચ્છતા હોવ અને ભાવી સંતતિને રાખવા માગતા હોવ, જો તમને તમારા પૂર્વજનું, ધર્મશાસ્ત્રોનું અને ઇશ્વર અવતારોનું અભિમાન હોય અને દુનિયાની ઇતર જાતિઓની માફક એક સ્વમાની જાતિ રહી આ લોકનું સ્વરાજય સુખ અને પરલોકનું સ્વર્ગ મોક્ષનું પરમ અને નિત્ય સુખ પ્રાપ્ત કરવાની અભિલાષા રાખતા હોવ તો ખૂબ શાંતિથી આ પુસ્તકનું અભ્યાસ–મનન-ચિંતન કરી તે પ્રમાણે વર્તવા વર્તાવવા પ્રતિજ્ઞા લ્યો.

કોઈ ભાઇએ આ પુસ્તક વાંચી કદિ પણ એવો તર્ક ન કરવો કે આમાં કહેવાતા દેશભકતોની પ્રવૃત્તિને ખુલ્લી પાડી તેનું ખંડન કરવામાં આવ્યું છે માટે અમે સ્વરાજયના વિરોધી છીએ; કારણ કે વસ્તુતઃ અમે માત્ર સ્વરાજયવાદીજ નહિ કિંતુ હિંદુ સ્વતંત્ર રાજય અને ઇશ્વર સાનુકૂળ થાય તો હિંદુ સામ્રાજય સત્તા સ્થપાય એવા દઢ મતના છીએ. સૂક્ષ્મ વિચારથી તથા પૂર્ણ અનુભવથી અમારી એ પણ નિશ્ચિત્ માન્યતા છે કે હિંદુ

રાજ્ય સ્થપાયા સિવાય હિંદુઓને કદિપણ ખરૂં સુખ કે શાન્તિ મળવાની નથી. ન કરે નારાયણ અને કદિ આજકાલના અર્ધ-દગ્ધ ઉલ્લુ આગેવાનોના હાથમાં અથવા મુસલમાનોના હાથમાં સત્તા આવી જાય તો તેઓ તો પોતાની સ્વચ્છંદ બુદ્ધિ પ્રમાણે જુલ્મો આદરી ઔરંગઝેબ કિંવા નાદીરશાહના સમયનીજ પ્રતીતિ કરાવે, એ શક વગરની વાત છે. અને એનું પ્રત્યક્ષ દષ્ટાંત એજ છે કે તેઓના હાથમાં અત્યારે કોઇ પણ પ્રકારની સત્તા આવી નથી છતાં આપણી હિંદુઓની ભલાઈ અને ભોળ-પણનો લાભ લઈ કેટલો અમાનુષી બળાત્કાર ગુજારી અસહ્ય ત્રાસ આપે છે? એવી સ્થિતિ ઉભી થાય એના કરતા તો હાલની સત્તા ભલે યુક્તિ પ્રયુક્તિથી લોકોને કંગાલ બનાવતી હોય તે સારી. પરંતુ ઇશ્વરી નિયમને લક્ષમાં લેતા અમને લેશ પણ નાહિંમત કે ક્ષોભ થતો નથી. જગત્નો અબાધિત નિયમ છે કે હરેક વસ્તુ ફેરફાર અને છેવટે નાશને પાત્ર છે, કોઇ પણ ચિર સ્થાયી રહેતી નથી. રાવણ અને દુર્યોધન જેવા સમર્થ રાજાઓની સત્તા એક ક્ષણમાં હતી ન હતી થઇ ગયેલી છે તો બીજા બીચારા ઇલમ કલમ ચલાવવાવાળા કોણ માત્ર? જો શાસ્ત્ર તથા ઇતિહાસને અનુસરી સામ, દામ, દંડ, ભેદની નીતિ ગ્રહણ કરી મહારાણા પ્રતાપ કે શિવાજીની માફક પુરૂષાર્થ થાય તો અવશ્ય જાતિ અને ધર્મના રક્ષણ સાથે જલ્દી સ્વરાજ્ય સ્થપાય. અમે ઇચ્છીએ છીએ કે તેનો પુરૂષાર્થ કરવાની ચિત્તવૃત્તિ પ્રભુ પ્રત્યેક હિંદુને સ્ફુરાવે.

જાતિ તથા ધર્મરક્ષણને માટે અમે જે ઉપાય સૂચવ્યા છે તે કદાચ કોઇ હિંદુ ભાઇને મન અશક્ય નહિ તો અસંભવીત

( ગજા ઉપરાંતના ) લાગે પરંતુ અમે ખાત્રીથી કહીએ છીએ કે પુરૂષાર્થ આગળ કોઈ વસ્તુ અસંભવીત નથી. જો હિંદુઓ આપદ્કાળના સમયનો તથા પોતાની ગંભીર ફરજનો વિચાર કરી હિંદુ માત્રને પોતાનો સગો ભાઇ સમજી એકત્ર થશે, વર્ણાશ્રમ ધર્મ યથાર્થ પાળવા સાથે શાસ્ત્ર અને ઇતિહાસ વિહિત માર્ગે પુરૂષાર્થ કરશે તો સર્વ રીતે સફળતા પ્રાપ્ત થશે. આખા જગતનું તંત્ર પુરૂષાર્થના આધારે ચાલી રહેલું છે. ધ્રુવ, ભગીરથ અને ગાંડીવ ધનુધોરી અર્જુનાદિ મહાપુરૂષો પુરૂષાર્થના બળે તરી અક્ષય કીર્તિ સંપાદન કરી ગયા છે. માટે પુનઃ આગ્રહ-પૂર્વક હિંદુ માત્રને વિનતિ છે કે મિથ્યા મોહ આળસ પ્રમાદ ભીરૂતા કાયરતા સ્વાર્થ આદિ છોડી તમારી સર્વ શ્રેષ્ટ જાતિ અને ધર્મને ઓળખી-શાસ્ત્ર વિહિત માર્ગે પુરૂપાર્થ કરી આત્માને બંધનમુક્ત કરો કે જેથી આ લોકમાં કે પરલોકમાં દુર્ગતિ ન અનુભવવી પડે.



# સાંગાણી કૃત પુસ્તકો વિષે વિદ્વાનોના અભિપ્રાયો.

૧

ભાવનગર શ્રી સનાતન ધર્મપ્રવર્તક મંડળના માનનીય મંત્રી સનાતન ધર્મ ભૂષણ સાક્ષરવર્ય શ્રીયુત ચુનીલાલ છોટમલાલ બોહરા લખે છે કેઃ—" નગાધિરાજ હિમાલયાંતર્ગત માનસરોવર તથા કૈલાસ આદિ તીર્થધામોની ઉત્કૃષ્ટ પ્રસાદીરૂપે તમારા તરફથી પ્રસિદ્ધ થયેલ " મનુષ્ય ધર્મ " નામક ગ્રંથ મને પ્રાપ્ત થતાં હું તમારો અનિર્વચનીય ઉપકાર પ્રદર્શિત કરૂં છું. તે ગ્રંથનું આદ્યંત અવલોકન કરી ગયો અને તેથી મને અવર્ણનીય આનંદ થયો છે. ઉપરોક્ત તીર્થયાત્રાના વિકટ પ્રવાસ પ્રસંગોએ પણ તમે જનસમાજના કલ્યાણાર્થે "મનુષ્યધર્મ" લેખ લખી તમારા સમયનો જે સદુપયોગ કર્યો છે; તે નિમિત્તે તમે કોટિશઃ ધન્યવાદને પાત્ર છો, એમ તમોને લખી દર્શાવવામાં કોઇ પણ પ્રકારની અતિશયોક્તિ નથી. તે ગ્રંથમાં શાસ્ત્રોના બોધદાયક સિદ્ધાંતોનું અતિ સરલ અને સાદી ભાષામાં પિતા પુત્રના સંવાદરૂપે યોગ્ય નિરૂપણ કરી સમસ્ત ચાતુર્વર્ણ્ય પ્રજાને જે અલભ્ય લાભ આપ્યો છે, તેથી તમે ભારતવર્ષની સમગ્ર સનાતન ધર્માભિમાની પ્રજા ઉપર એક મહાન્ અનુગ્રહ કર્યો છે, એ વાત નિઃસંશય છે. ધર્મ સંરક્ષણ તથા ધર્મપ્રચાર નિમિત્તની તમારી આવી અનેકાનેક શુભ પ્રવૃત્તિઓ જનસમુદાયનું પરમ શ્રેય કરનાર હોવાથી તેમજ તમારા અખિલ જીવનનું યથાર્થ સાર્થક કરનાર હોવાથી પૂર્ણાંશે સ્તુતિપાત્રજ છે. ગ્રંથમાંની કોઈ કોઇ સ્થલની ઉગ્રભાષાના સંબંધમાં તમારે માટે જે કાંઇ ટીકા થતી જોવામાં

આવે છે, તે ટીકાના સર્વથા પરિહારાર્થે હું તમોને વિના સંકોચે સુસ્પષ્ટરીતે લખી દર્શાવું છું કે તમારી ઉગ્રભાષા વર્તમાનકાલીન ધર્મવિરોધી જનચિત્તવૃત્તિ પ્રવાહની કેવલ દુષ્ટ અને અનિષ્ટ પ્રવૃત્તિના નિરોધ માટે સર્વાંશમાં યોગ્યજ છે. કારણકે-**યક્ષ સ્યાદ્યાદૃશો ભ્રાતર્બલિ ર્ભવતિ તાદૃશ:** અર્થાત્ જેવા પ્રકારનો યક્ષ હોય તેવા પ્રકારનું બલિ તેને સમર્પણ કરવું જોઇએ, આ ન્યાયે તેમજ વળી જયારે સાધારણ જ્વરનો વ્યાધિ માત્ર સામાન્ય કાષ્ઠૌષધિ-કરીયાતાનું સેવન કરાવવાથી નિઃશેષ થઇ જાય છે ત્યારે ભયંકર સન્નિપાતના પ્રાણઘાતક વ્યાધિની ચિકિત્સામાં તો હિરણ્યગર્ભ માત્રા જેવા ઉગ્ર રસપ્રયોગનોજ ઉપયોગ થઇ શકે છે, એ વાત સર્વને સુવિદિત હોવાથી નિર્વિવાદજ છે; જેથી તમારી ઉગ્રભાષા માટે કોઇપણ પ્રકારની ટીકાને સ્થાનજ નથી એમ સર્વ સુજ્ઞ પુરૂષો સહજ સ્વીકારી લેશે. સર્વ શક્તિમાન્ પરમાત્મા સનાતન ધર્મનું અભિમાન અનુરાગ અને જ્વલન આ પ્રમાણે તમારામાં અહર્નિશ જ્વલંત અને જાગરૂક રાખે એવી પ્રભુપ્રતિ મારી નમ્ર પ્રાર્થના છે."

૨

**રાજકોટથી સુપ્રસિદ્ધ ડોક્ટર શ્રીયુત કાલિદાસ મોતીરામ દ્વિવેદી લખે છે કે:**—" તમારૂં " સનાતનધર્મ અને ગાંધીજી " એ નામનું પુસ્તક મેં ધ્યાનપૂર્વક વાંચ્યું છે. જેણે માંસ ખાધેલું, મુસલમાન સાથે ડબલરોટી ખાવામાં બાધ નહિ માનનાર, ઢેડની છોડીને પોતાની પાલક પુત્રી તરીકે રાખનાર, આ ભવમાં ભંગીનું કામ કરવામાં મોજ માનનાર અને ભવિષ્યમાં બીજે અવતારે ભંગીને ત્યાં જન્મવાની ઇચ્છા રાખનાર, બ્રાહ્મણના છોકરાઓને

વેદ ભણવાનો ઉપદેશ આપવાને બદલે પાઇખાનું ઉપાડવાનો ઉપદેશ આપનાર, પોતે પોતાના અંધશ્રદ્ધાળુ ભક્તો પાસે ચર્ણસ્પર્શ કરાવનાર, પગે ભેટ સોગાદ મુકાવનાર, ધર્મનું જ્ઞાન નહિ છતાં મોટો ધર્માત્મા બનનારની પોપલીલા કહેવાય નહિ તો પછી કેવી લીલા કહેવાય ? એ વિચારવાનું કહેવાતા સુધારકોને સોંપવું જોઇએ. આવા ધર્મઢોંગીનો ઢોંગ બહાર પાડવામાં શ્રીયુત સાંગાણીએ જે બહાદૂરી વાપરી છે તે માટે હિંદુપ્રજા તેમનો જેટલો આભાર માને તેટલો થોડો છે. આખા ભારતવર્ષમાં ગાંધીને ખરા સ્વરૂપમાં ઓળખનાર અને ખરા સ્વરૂપમાં મુકનાર જો કોઇ હોય તો તે દેશભક્ત સાંગાણીજ છે."

૩

"વેણુનાદ" ના તંત્રી શ્રીયુત મૂલચંદ્ર તુલસીદાસ તેલીવાળા બી. એ. એલ એલ; બી. જણાવે છે કે:—"અનેક દેશ વિદેશના પર્યટનમાં પ્રાપ્ત થયલા વિવિધ વ્યક્તિઓના પ્રસંગ અને તદુપરથી સ્ફુરતા વિચારો લેખકે પોતાની વેગવતી ભાષામાં "તત્વામૃત" માં યોજ્યા છે. આધુનિક પાશ્ચાત્ય સંસ્કૃતિના શ્યામઅંગમાં મુગ્ધ થઇને તદનુસાર વર્તનનેજ સુધારો માનનારી વ્યક્તિ પ્રતિ લેખકનો કોપ સકારણ છે. આર્ય સંસ્કૃતિના પ્રાચીન અને પ્રકટ અંગની અવહેલના ગમે તેવી પ્રસિદ્ધ વ્યક્તિ કરે તેની પણ ઝાટકણી લેખક કાઢે છે એ તેમની શૂરવીરતા છે. ગ્રંથ વાંચતાં પણ આદ્યન્ત વિનોદ થાય છે."

૪

પ્રોફેસર શ્રીયુત જેઠાલાલ ગોરધનદાસ શાહ, એમ. એ. અમદાવાદથી લખે છે કે:—"તત્વામૃત" ગ્રંથનું દશંજ

સ્વતંત્ર રીતે કરવાનું સદ્ભાગ્ય મને પ્રાપ્ત થયું હતું પણ મનુષ્ય-ધર્મનું દર્શન તો આપેજ કરાવ્યું તે માટે હું આપનો ખાસ ઉપકૃત છું. બન્ને ગ્રંથો આપના પાકટ અનુભવનાજ પરિણામ છે. "મનુષ્યધર્મ" માં જે સિદ્ધાંતો ઉપર હિંદુ સંસ્કૃતિ તથા સનાતન ધર્મ રચાયલો છે તેનું યથાર્થ નિરૂપણ આપે કર્યું છે. પુસ્તકની યોજના સુંદર છે. અમારી વૈષ્ણવ મહાસભાની શાળામાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓ માટે નવા અભ્યાસક્રમમાં એને ટેક્સ્ટ તરીકે દાખલ કરીશું; તેમજ પારિતોષિક સમારંભ સમયે પણ કેટલાક લેવાની ગોઠવણ કરીશું."

૫

"સ્વધર્મ સ્વરાજ્ય" ના તંત્રી શ્રીયુત મગનલાલ જગન્નાથ શાસ્ત્રી સિનોરવાળા જણાવે છે કેઃ—"જાણીતા સાક્ષર સ્વધર્મપ્રેમી સાંગાણીજી તરફથી અમને તત્ત્વામૃત, હિમાલયનીયાત્રા, નેપાલનો પ્રવાસ, નારાયણ નીતિ આટલા પુસ્તકો પ્રથમ મળ્યા હતા અને હાલમાં કૈલાસ માનસરોવરની યાત્રામાં લખેલું "મનુષ્યધર્મ" મળ્યું છે. સાંગાણીજીના પુસ્તકો વાંચતા તેમની ધર્મપ્રિયતા, સ્વદેશપ્રેમ, મુસાફરીનો ઉત્સાહાદિ આપણને પ્રત્યક્ષ દેખાય છે. પુસ્તક વાંચતા આપણને એમજ લાગે છે કે કાંઈપણ રીતની બનાવટ કર્યા વગર સત્ય હકીકતજ લખેલી છે. એમનો ભાષાપરનો કાબુ પણ ઘણો સારો છે. સનાતન ધર્મીય પ્રજાએ સાંગાણીના પુસ્તકો વાંચી પોતાના વંશજોને ધર્મપરાયણ રાખવા સારૂ પોતાના ઘરમાં સંગ્રહવાની અમે ખાસ ભલામણ કરીએ છીએ."

૬

શ્રીયુત વસંતરામ હરિકૃષ્ણ શાસ્ત્રી લખે છે કેઃ-"આપની ગ્રંથમાળાનું બારમું પુષ્પ "મનુષ્ય ધર્મ" મને મળ્યું છે. પહેલેથી છેલ્લે સુધી વાંચી ગયો. પહેલાના પુષ્પોની જેમ આ પુષ્પ પણ સૌરભ પ્રસારતું અને આર્ય સંસ્કૃતિરૂપ બાગને શોભાવતું બન્યું છે. હું તો ત્યાં સુધી કહી શકુંછું કે આ ગ્રંથબાળકોને આર્ય ધર્મ-સનાતન ધર્મ શિખવવા માટે પરમ ઉપકારક છે. હાલની શાળાઓમાં અભ્યાસ કરતા બાળકોના હાથમાં આ પુસ્તક જાય એવો યત્ન દરેક સનાતની હિંદુએ કરવો રહ્યો. આ ગ્રંથ પ્રકટ કરી ધાર્મિક જનતાની આપે ભારે સેવા બજાવી છે."

૭

મુંબઇનું "ગુજરાતી" પત્ર જણાવે છે કેઃ—"રા. નારણજી સનાતન ધર્મના ચુસ્ત હિમાયતી તરીકે અને ગાંધીજીના કેટલાક સનાતન ધર્મના ઉચ્છેદક મંતવ્યોના પાકા વિરોધી તરીકે ગુજરાતી આલમમાં સુવિદિત છે. હિમાલયની યાત્રા કરવાનો શોખ હોઇને તેમણે બે ત્રણવાર તેની યાત્રા કરેલી છે અને એ સમયનો લાભ લઇને સનાતન ધર્મ સંબંધમાં પોતાના વિચારો બે ત્રણ પુસ્તકદ્વારા અત્યાર સુધીમાં પ્રકટ પણ કરેલા છે, તેમની નારાયણ ગ્રંથમાળાનું આ ૧૨ મું પુસ્તક "મનુષ્યધર્મ" હિમાલયમાં લખાયું છે, એ તેની એક નોંધવા જોગ વિશિષ્ટતા છે. રા. સાગાણી આજકાલનું ( Modern ) સર્વસ્વ જે હિંદુ સનાતનધર્મ પ્રત્યે આઘાત કરનારૂં હોય તે પ્રત્યે તિરસ્કાર સખ્ત અને જોશદાર ભાષામાં દર્શાવે છે, તેમ તેઓ બીજી બાજું પ્રાચીન સર્વસ્વ ઉપર અપાર ભક્તિભાવ તેવીજ સચોટ રીતે

દર્શાવે છે. તેમના પુસ્તકમાં એ મંતવ્ય મોટે ભાગે તરી આવે છે. તેઓ કકળતા આત્માથી નિર્વેદપૂર્વક જણાવે છે કે 'પ્રાચીન અગાધ ધર્મસાહિત્યનું અવલોકન કરવાનું કે સ્વતંત્ર બુદ્ધિએ ગ્રંથ રચવાનું નહિવત્ થઈ ગયું છે' આમ રા. સાંગાણીને એક રીતે નિરાશાવાદી કહી શકાય તેમ છે, પણ સનાતન ધર્મના ઉદ્ધારનું તેમનું ઝનુન અને તેમાં હિંદુઓના રહેલા શ્રેયની પાકી શ્રદ્ધા અડગ હોઇને તેઓ કંઇને કંઇ લખ્યાજ જાય છે અને નારાયણ ગ્રંથમાળાના મણુકા ઉત્સાહભેર પ્રકટ કર્યે જાય છે. હાલના ધર્મવિરોધી વાતાવરણથી પ્રજ્વળી રહેલા તેમના હૃદયમાંથી ઉગ્રતા તેમની લેખનીદ્વારા તેમના લખાણમાં સહજ રીતે ટપકે છે. એથી તેમને અમારી એટલી વિનતિ છે કે કડક અને કડવી ભાષાથી ઉલટો જનસમાજને બોધ આપવાનો જે સદાશય હોય છે તે માર્યો જાય છે અને જેમને ઉદ્દેશીને એ લેખ લખાય છે તેઓ તે વાંચતા ત્રાસે છે. અલબત્ત રા. સાંગાણીનું હૃદય સનાતન ધર્મની થતી જતી અધોગતિ અને અવનતિથી ઉકળી ઉઠયું છે એ ખરૂં, પણ ભાષા ઉપર ઘટતો સંયમ હોય અને ઉપદેશમાં યોગ્ય સૌમ્યતા હોય તો એ વિશેષ ગ્રાહ્ય અનેઆદરને પાત્ર થાય એ મુદ્દા ઉપર અમે રા. સાંગાણીનું ધ્યાન ખેંચીએ છીએ.

૮

શ્રીયુત પ્રાણશંકર ઘનશ્યામ દવે શાહપુરથી લખે છે કેઃ–'આપે મોકલેલું "મનુષ્યધર્મ" પુસ્તક મળ્યું. વાંચી ઘણો હર્ષ થાય છે. પિતા પુત્રના સંવાદરૂપે તે ઘણી સરળ અને આકર્ષક ભાષામાં લખાયેલું છે. આપના દેશ વિદેશના અનુભવા-

નો લાભ આપી પુસ્તકને ધર્મશાસ્ત્રો તથા વ્યવહારિક ધર્મના દોહનરૂપ બનાવેલું છે. એક વખત વાંચવા હાથમાં લીધા પછી પૂરૂં કર્યા વગર મુકવાનું મન થતું નથી. વાંચતા વાંચતા ઉપદેશામૃતના પ્રવાહમાં તણાતા હોઇએ તેમ લાગે છે. વળી તેમાં ચાલુ રાજકીય અને આર્થિક પ્રશ્નોનો પણ યોગ્ય તોડ કાઢેલો છે. અહિંસાવ્રત અને દેશસેવાના પ્રકરણો ખાસ વાંચવા જેવા છે. તેમાં ખરી અહિંસા કઇ અને સાચી દેશસેવા કરી દેશને કેમ ઉન્નત બનાવી શકાય તે સચોટ રીતે દર્શાવ્યું છે. આપનો ધર્મપ્રેમ ને નિડરતા વિખ્યાત છે, ને તે પાને પાને જણાઇ આવે છે. છેવટે ચર્પટ પંજરી વિગેરે ગીતો આપી પુસ્તકની ઉપયોગિતામાં ઓર વધારો કરેલ છે. પુસ્તક દરેક હિંદુ કુટુંબમાં રાખવા લાયક છે અને પ્રાથમીક શાળાઓમાં પાઠય પુસ્તક તરીકે ચલાવવા જેવું છે. પુસ્તકમાં જણાવેલી મહત્ત્વની બાબતોનો વિચાર કરતા કિંમત આઠ આના નજીવી જણાય છે. કોઇ શ્રીમાન્ ગૃહસ્થ સામટી નકલો ખરીદી લઇ જનસમાજમાં મફત વહેંચવાની ગોઠવણ કરશે તો ઘણું પુણ્ય પ્રાપ્ત થશે. પ્રભુ આપને આવા ઘણા પુસ્તકો બહાર પાડવાની પ્રેરણા કરે તેમ ઇચ્છું છું."

૯

**મહંત શ્રીરાજપુરી ભગવાનપુરી પાટણવાવથી લખે છે કે:—" આપે મોકલાવેલ " મનુષ્ય ધર્મ " નામનું પુસ્તક મળ્યું. તે આપના હાથે દેવભૂમિમાં શાંત અને એકાંત સ્થળમાં લખાયેલું હોવાથી ઘણુંજ સરસ અને ઉપયોગી દરેક મનુષ્યે વાંચવા વિચારવા અને તેમાં કહેલ હકીકત પ્રમાણે અનુસરવા યોગ્ય છે.**

તેમજ તે પ્રમાણે વર્તવાથી ચાલુ જમાનામાં આ સંસારમાં અને મૃત્યુ પછી પરલોકમાં પણ ફળદાયી થાય તેવી સારી યોજનાઓ આપે દર્શાવેલી છે, તે ખાતે જેટલો ઉપકાર માનીએ તેટલો ઓછોજ ગણાય. આજ દિવસ સુધી નહિ લખાયલું એવું ગુજરાતી ભાષામાં ટુંકી હકીકત શાસ્ત્ર સિદ્ધ રીતે પ્રતિપાદન કરનારૂં, ચાલુ જમાનામાં દરેકથી વર્તાય તેવી શૈલીવાળું અને આપ જેવા વિદ્વાનની કલમથી લખાયલું આ પુસ્તક દરેક ઘરમાં એકેક રાખવા લાયક છે. આપના નવા રચેલા પુસ્તકો પૈકી " હિંદુ કર્તવ્ય " તથા માનસરોવરની યાત્રા " વી. પી. થી મોકલવા મે. કરશો. "તત્વામૃત ભાગ ૨ જો" તથા "હિંદુ સર્વસ્વ" નામનું અઠવાડિક પત્ર પણ પ્રસિદ્ધ થાય એટલે વી. પી. થી મોકલી આપશોજી."

૧૦

વેદાંત કવિ હીરાલાલ જાદવરાય બુચ ભાવનગરથી લખે છે કે:–આજકાલના સ્વચ્છંદાચારમાં ઘસડાતા ભારતવર્ષના આબાલવૃદ્ધ પર્યંતના જીવોને આપનો " મનુષ્ય ધર્મ " નામનો ગ્રંથ ઓછો ઉપકારક નથી, એટલુંજ નહિ પરંતુ તે બગડતી ભારતવાસી આર્ય–હિંદુ પ્રજાને સનાતન ધર્મના ઉચ્ચતમ સંસ્કારદ્વારાએ અવનતિમાં જતી અટકાવી પ્રગતિના પવિત્ર પંથમાં દોરનારો છે. વિશેષમાં સનાતન ધર્મ કે જે સ્વતઃકલ્યાણકારક છે તદ્વિષયક પ્રવૃત્તિની પ્રશંસા કરવી એ તો સુવર્ણને ઢોળ ચઢાવવા જેવું છે. આપ આપના આવા સનાતન ધર્મોદ્ધારક અનેક પ્રકાશનોથી આપનું " ધર્મવીર સાંગાણી " એવું ઉપનામ સર્વાંશે ચરિતાર્થ કરો એવી શુભેચ્છા સાથે ધર્મધ્વંસક ગાંધી સમાન અનાચારીઓનો અવરોધ કરી ભારતવર્ષનું ધર્મશ્રેય સુધારો એમ હૃદયસહ ઇચ્છા રાખું છું."

૧૧

ધ્રોળના દિવાન શ્રીયુત મૂળશંકર દયારામ લખે છે કે:—

" આપનો મારા પ્રત્યે સદ્ભાવ અને પ્રેમાળ સ્વભાવને લઇને આપના કેટલાક પુસ્તકો આપે મને મોકલ્યા અને ગઇ કાલ " માનસરોવરની યાત્રા " નું પુસ્તક આવતાવારજ વાચવું શરૂ કરી આજ બપોરે સંપૂર્ણ કર્યું. તે પુસ્તક વાંચતાં તેમાં વિગતવાર દર્શાવેલ વર્ણન તથા ચિતાર આબેહુબ મારા આંતરિક હૃદય સમક્ષ ખડો થતો મેં જોયો. જોકે મેં તો લક્ષ્મણ ઝુલા સુધીનીજ યાત્રા કરી છે અને તેની કુદરતી રચના, એકાંતવાસ તથા ઉત્તર-માંથી આવતો પતિત પાવની ભાગીરથીનો શાંત પ્રવાહ મનુષ્યના હૃદયમાં ઇશ્વરનું સાક્ષાત્ સ્વરૂપ અનુભવાવે છે ત્યારે આપે તો આખા હિમાલયની યાત્રા ઉપરાંત નેપાલ ટિબેટનો પ્રવાસ કરી છેવટ માનસરોવરની યાત્રા સંપૂર્ણ કરી તેનું પુસ્તકદ્વારા જે વિવેચન કરેલું છે તે વાંચતાં જાણે કે હું પોતેજ માનસરોવરની યાત્રાર્થે નીકળ્યો હોઉં અને કષ્ટસાધ્ય રસ્તો કાપતા કાપતા નૈસર્ગિક દેખાવ અનુભવતો હોઉં એવી સ્થિતિ આપની સરળ શુદ્ધ શૈલીમાં મને પ્રાપ્ત થઇ. આપની ધર્મ પરાયણતા, આપનું સાહસ અને સાંસારિક વૃત્તિમાં રહ્યા છતાં નૈસર્ગિક ત્યાગ બુદ્ધિ તથા સંસારના દ્વંદ્વોથી આપને વિમુક્ત દશામાં જોતા આપનું વર્તન અનુકરણીય થાય એમ ઇચ્છું છું. દરેક પુસ્તકમાં આપના અંતઃકરણના વિચારો ઉદ્ગાર સાથે બહાર નીકળે છે. પ્રવાસ અને યાત્રાથી આપે લાભ લઇને દુનિયાને લાભ આપ્યો છે તે કોઇ વિરલાજ આપે છે. આપના પુસ્તકો દરેક સજ્જનના ઘરમાં તથા લાઇબ્રેરી અને શાળામાં રાખવા લાયક છે."

સનાતન ધર્મનું અઠવાડીક પત્ર

માઘ માસમાં બહાર પડશે.

# હિંદુ સર્વસ્વ.

---

તંત્રી—નારણજી પુરૂષોત્તમ સાંગાણી.

દેશ, આર્ય, તથા હિંદુસ્થાનના ઉદ્ધારના પ્રશ્નો સનાતન ધર્મનું ગૌરવ સાચવી તેને જાળવીને અત્યંત નિડરતાપૂર્વક આ પત્રમાં ચર્ચાશે. તદુપરાંત સનાતન ધર્મના સિદ્ધાંતો પ્રતિપાદન કરવા સાથે પાખંડીઓના આક્ષેપોનું પણ સચોટપણે નિવારણ કરશે. આર્ય ધર્મ તથા દેશાભિમાની હિંદુએ પોતાનું નામ તુરત ગ્રાહક તરીકે નોંધાવી લાભ ઉઠાવવો. પત્ર દર મંગળવારે સવારે બહાર પડશે. વાર્ષિક લવાજમ માત્ર રૂ. ૨ ટપાલખર્ચ સાથે રૂ. ૩ છુટક નકલનો ફક્ત પોણો આનો.

લખો:—

**મેનેજર, "હિંદુ સર્વસ્વ"**

સાધના બિલ્ડીંગ—મોતી બજાર, મુંબઈ નં. ૭

